રા. રા. વિઠ્ઠલદાસ મંછારામ પકવાસા
તરફથી તેમના સ્વર્ગસ્થ ધર્મપત્ની
લક્ષ્મીબાઈના સ્મરણાર્થે

ભેટ.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા. નં. ૪.

# બાળલગ્નથી થતી હાનિ
## વિષે
# સરસ્વતી ગુણવંતની કથા.

રચનાર
કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ.
"પાર્વતીકુંવર ચરિત્ર," "પ્રતાપનાટક," "લઘુભારત"
આદિના કર્તા.

"પરણાવવા બાળ, ખાવી ગાળ, ને વહોરવું આળ."

બીજી આવૃત્તિ.——૫૦૦ પ્રત.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,
આસિ૦ સેક્રેટરી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ.

સંવત ૧૯૬૬.　　　　સન ૧૯૧૦.

કીમત ૭ આના.



# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળાને

# ઉપોદ્ઘાત.

---

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૫ સપ્ટેંબર સન ૧૮૭૭ના રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઈટીને મળ્યા તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત પુસ્તકપ્રસારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે, તે અન્વયે સન ૧૮૯૪માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી પ્રામીસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે. તેમાંથી આજ પર્યન્ત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છે:—

૧. કઈ કઈ ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય.

૨. માને શિખામણ.

૩. નીતિમંદીર.

૪. બાળલગ્નથી થતી હાનિ.

૫. પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી.

૬. ભોજનવ્યવહાર સાં કન્યાવ્યવહાર.
૭. ધાર્મિક પુરૂષો.
૮. ઉદ્યોગી પુરૂષો.
૯. બેંજામીન ફ્રાંક્લીન.
૧૦. બોધકચરિત.
૧૧. સદ્વર્તન.
૧૨. રઘુવંશ કાવ્ય.
૧૩. જાવેજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર.
૧૪. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો (પ્રાચીન)
૧૫. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો (અર્વાચીન)
૧૬. નીતિસિદ્ધાન્ત.
૧૭, ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.
૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર.
૧૯. પરોપકાર.
૨૦. ઢોરનું ખાતર.
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.
૨૨. કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર.
૨૩. વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો.
૨૪. વાર્નિશ.
૨૫. જીવનનો આદર્શ.

૨૬. કીર્તિકૌમુદી.

૨૭. શિશુપાળવધ મહાકાવ્યનું મૂળ સાથે ગદ્ય ભાષાન્તર-પૂર્વાર્ધ સર્ગ ૧-૧૦

૨૮. હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય.

૨૯. રસાયનશાસ્ત્ર.

૩૦. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૧ લો.

૩૧. જાપાનની કેળવણીપદ્ધતિ.

૩૨. શિશુપાળવધ મહાકાવ્યનું મૂળ સાથે ગદ્યભાષાન્તર-ઉત્તરાર્ધ સર્ગ-૧૧-૨૦

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઑફિસ,

અમદાવાદ—તા. ૨૪, ઑક્ટોબર, ૧૯૧૦.



# પ્રસ્તાવના.



સન ૧૮૮૯ના ફેબ્રુઆરી માસના "બુદ્ધિપ્રકાશ"માં "બાળલગ્નથી થતી હાનિ' વિષે શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસના ઇનામી નિબંધ માટે કવિતા રૂપ વાર્ત્તા લખવાની જે જાહેરખબર પ્રકટ થઇ હતી, તે ઉપરથી આ **સરસ્વતી ગુણવંતની કથાની** યોજના મેં યથામતિ કીધેલી છે. એ યોજનામાં અસંભવિતવિષય ન લાવતાં બાળલગ્નથી જે જે હાનિઓ હિંદુ સંસારમાં નીપજે છે, તેનું શુદ્ધ ચિત્ર આપવાનો મેં યત્ન કીધો છે. એ વિષે આ પ્રસ્તાવનામાં મારા તરફથી વિશેષ સ્પષ્ટીકરણ ન કરતાં, આપણા ગુર્જર કવીશ્વર દલપતરામે એ ઉપર પોતાનું જે અનુમત આપ્યું છે, તેજ આ કથાની પ્રસ્તાવના રૂપ છે; માટે તે આ સાથે પ્રકટ કર્યું છે, અને તેથી આ ગ્રંથનો ખરો ઉદ્દેશ સ્પષ્ટ થશે એવી આશા છે.

નડિઆદ, તા૦ ૧-૯-૯૦ **મ૦ રા૦ ભટ્ટ, ગ્રંથકર્તા.**



# આ ગ્રંથ વિષે કવીશ્વર દલપતરામનું અનુમત.



બાળલગ્નથી થતી હાનિ વિષે "સરસ્વતી ગુણવંતની કથા" નું કવિતારૂપ પુસ્તક રા૦ ગણપતરામ રાજારામ ભટ્ટનું રચેલું મેં આદિથી અંત સુધી વંચાવી સાંભળ્યું, તેથી મને પરમ સંતોષ પ્રાપ્ત થયો છે. બાળલગ્નથી આપણા દેશમાં અનેક પ્રકારનાં જે જે દુઃખ ઉત્પન્ન થાય છે, તેનું યથાયોગ્ય વર્ણન ઘણી અસરકારક રીતે આ કથામાં કરવામાં આવ્યું છે; જે વાંચતાં પત્થર જેવું હૃદય પણ પીગળ્યા વિના રહે નહિ, એવું તે છે. બાળલગ્નથી કેવાં કજોડાં થાય છે, નામનાં કુલવાન ઘર જોવાથી બાળકીઓનો ભવ બાળે એવા વર નીવડી તેનો આખો જન્મારો કેવો દગ્ધ કરી નાખે છે; તેમજ એવા ઘરનાં સાસુ નણંદ તેને કેવાં કંટકરૂપ થઇ પડે છે; બાળલગ્નનો લહાવો લેવાની લાહે અતિ ઉમંગે આણેલી વહુ ઘરમાં સૌને કેવી પાંદડે પાણી પાય અને પતિને પરમ વેદનાનું પાત્ર થઇ પડે એવી નીવડે છે; વળી બાળવિવાહની ગાંઠે જોડાયલાં જોડાં ઘાતપાતાદિકે, અને કાચી વયમાં વળગતા વ્યાધિ આદિકે વીંટાયલાં હોવાથી, તેમનું થયલું પરણેતર પાણીના પરપોટા પેઠે કેવું ક્ષણિક નીવડે છે; ઇત્યાદિનું ચિત્ર એવું તો વિવિધ રીતે આ કથામાં ચીતર્યું છે કે, તેની ખરી છાપ અંતઃકરણમાં પડ્યા વિના રહેજ નહિ.

બાળલગ્નમાં અનેક દૂષણો રહેલાં છે, ભળતા વિશેક નહિ આવવાનું એટલે દંપતીના આખા ભવના કલેશનું કારણ પણ તેજ છે; જેથી કંઇક કમોતે મરેછે, કંઇક કુળને દૂષણ દઇ વંઠી જાય છે; ઇત્યાદિ દોષોનું દર્શન સારી ચતુરાઇથી આ ગ્રંથમાં ટૂંકામાં કરાવ્યું છે.

બાળલગ્નથી બાળવિધવાપણું થાય છે; અને તેથી અનીતિનો માર્ગ મોકળો થઇ, બાળહત્યા, સ્ત્રીહત્યા, આદિ અનેક પાપનો સંચાર થાય છે. માટે જો બાળલગ્નનો અટકાવ થશે, તો પુનર્વિવાહના ધારાની વિશેષ આવશ્યકતા રહેશે નહિ,

આ ગ્રંથ શુદ્ધ સરળ ગુજરાતી ભાષામાં, સૌ કોઈ સમજી તેનો રસ અનુભવી શકે એવી કવિતામાં રચેલો છે, જે કવિતા તેના માપ પ્રમાણે બરાબર દોષ રહિત છે. કવિતામાં મુખ્ય કરુણરસ છે, જેના પેટામાં બીજા રસો યથોચિત સમાયલા છે.

સુજ્ઞ ગુણગ્રાહી વિદ્વાન પુરુષો આ ગ્રંથમાંથી ગુણનુંજ ગ્રહણ કરશે એવી મારી ખાતરી છે; બાકી દોષ દૃષ્ટિએ જોનાર દુર્જનો ઇશ્વરના કૃત્યમાં દોષ દેખેછે, તો એવા વિષે હું કશું કહી શકતો નથી. ભરતખંડનું ભલું ચાહનારાઓએ આ ગ્રંથને ઉત્તેજન આપી તેનો પ્રસાર વિશેષ થાય એમ કરવું જોઇએ; કારણ તેથી લોકોમાં નિઃસંશય સારી અસર થશે એમ હું ધારૂં છું. હું આશા રાખું છું કે, આ ગ્રંથકર્ત્તા પોતાનો ઉદ્યોગ જારી રાખશે, અને બાળલગ્ન જેવા બીજા હાનિકારક ચાલનો નાશ થવા પોતાની સાચી શક્તિનો ઉપયોગ કરશે, તો લોકોનાં મનને ઉત્તમ બોધ આપે એવા ગ્રંથો પ્રકટ કરી શકશે; જેથી દેશને મોટો લાભ થશે. ઇશ્વર તેમને એ બાતમાં સહાય કરો. તથાસ્તુ !

અમદાવાદ,
તા૦ ૨૪-૩ ૯૫. } (સહી). કવિ. દલપતરામ ડાહ્યાભાઈ.

# બાળલગ્નથી થતી હાનિ.

# સરસ્વતી ગુણવંતની કથા.

---

## અધ્યાય ૧ લો.

### સરસ્વતી અને ગુણવંતનો જન્મ.

દોહરા.

વંદી વિશ્વપતિ હૃદે, વર માગું ધરિ વહાલ;
ટળવા બાળલગનતણો, બહુ દુખદાયક ચાલ. ૧
આરાધી અવિનાશીને, વિનવી વારંવાર,
ઇચ્છું શિશુવય[1] લગ્નનો, સમૂળ અહિં સંહાર. ૨
વિઘ્નવિનાશક દેવને, પ્રણમી લાગું પાય;
રહે ન સ્થિર મુજ દેશીમાં, લઘુવય લગ્ન કહાય. ૩
ભારતીને ધરિ ભાવ હું, મતિ માગું સુખદાય;
કથવા બાળલગન થકી, હાનિ તણી કથાય. ૪
ઉપજે અસર કસર ન રહે, તજે તરત દુખત્રાસ;
સબળ સુરસ વાણી વિમળ, માગું જેમાં માલ. ૫
ઇચ્છી હિત દેશીતણું, ભણું કથા ધરી ભાવ;
ટળે તિમિર શિશુલગ્નનું, જેનો પ્રૌઢ પ્રભાવ. ૬

---

૧ બાળપણ. (શિશુ-બાળક.)

ચોપાઈ.

ધરા વિષે ધારા નામની, નગરી સુંદર હતી દામની;
વિવિધ રીતે વિલસે નોકમાં, વિનય વિવેક દિસે લોકમાં. ૭
ભોજ સરીખો જ્યાં ભૂપતિ, ત્યાં ઊણપ શાની પા રતી;
લક્ષ્મી ને વિદ્યા બે વઢે, મમત કરે બેમાં કુણ ચઢે ! ૮
લોક શોક વિણ ભાસે ભલા, નડે ન કોને બુરી બલા;
પંડિતથી પંકાતી પુરી, દશા ન કોની જેમાં ખુરી. ૯
વીર ક્ષત્રી જે મધ્યે વસે, ગૌબ્રાહ્મણની વહારે ધસે;
વિશ્વવિદિત વ્યાપારી ઘણા, માનવ જ્યાંનામાં નવ મણા.
સતી પતિવ્રતધારી સહી, જતી જોગમાં બાકી નહીં;
એવી પુરી ધારાધરણીમાં, જન્મે જન જ્યાં શુભ કરણીમાં. ૧૧
તેમાં વાડવ વસતો એક, કુલીન ગૃહસ્થ ભરેલ વિવેક,
સદાચારી શિવકેરો ભક્ત, પંડિત પૂરો જાણે જક્ત. ૧૨
ગૌતમ નામે તે ગુણવાન, મહીપતિ આગળ જેનું માન;
દાનાધ્યક્ષતણો અધિકાર, મળેલ ભૂપતણે દરબાર. ૧૩
ખાન પાન સુખ લીલા લ્હેર, લક્ષ્મીને વિદ્યા જે ઘેર;
નાતપટલ પંકાતો આપ, શુદ્ધ ઉભય કુળકેરી છાપ. ૧૪
પત્નની પાર્વતી નામે નાર, શોભતી શીળ-તણે શણગાર;
ગૌતમપાર્વતી પુણ્ય પવિત્ર, દંપતી કેરાં ચારુ ચરિત્ર. ૧૫
સુખવૈભવ માણે બે જણાં, ધર્મ વાતમાં ધીંગાં ઘણાં;
સ્નેહ પરસ્પર જળ દૂધ જશો,* દંપતીમાં દુખ હરવા વસ્યો. ૧૬

* જેવો.

રતિસુખ માણે સતી પતિ સાથ, પાર્વતી પ્રભુ લેખે નિજ નાથ;
એક પત્નીવ્રતવાળો સિદ્ધ, ગૌતમ પણ પોતે ગુણનિદ્ધ. ૧૭
બ્રહ્મનિષ્ઠ ભાવિક ભૂદેવ, સંતસાધુની કરતો સેવ;
અતિથિ આંગણ આવે જેહ, તૃપ્તઆશ થાયે સૌ તેહ. ૧૮
ન્યુન ન સુખમાં દીઠી કંઇ, અર્ધી વય એ રીતે ગઇ;
દુખ પામ્યાં સુખમાં દંપતી, સંતતિ વિણ અકળાઇ અતિ. ૧૯
પાંચ સંતતિ પાછી થઇ, થવાતણી આશા પણ ગઇ;
એથી ઝૂરી નર ને નાર, સુખ સઘળાં લેખે અંગાર. ૨૦
દયામણી દારા દેખતાં, દુખ પામે ગૌતમ ગુણી છતાં;
આપે ધીરજ ને ઉપદેશ, તોપણ તારુણી ન તજે ક્લેશ. ૨૧
સ્વામી કહે, "શ્યામા સાધવી, નથી વાત કહુંછું તે નવી;
બાજીગરની બાજી જશો, આ સંસાર અખિલ× છે વશ્યો. ૨૨
સત્ય નથી એમાનું કશું, નાશવાન જેમાં સૌ વસ્યું;
કોનાં પુત્ર અને પરિવાર? કોનાં ધન પશુને ઘરબાર? ૨૩
જાવુ મેલી સઘ જરૂર, સુખદુખ ખોટું સમજો ઉર;
સ્વપ્નખેલ સરખો સંસાર, જળપૂર સરખો છે નિર્ધાર. ૨૪
માટે મન વાળી* માનની, જુઓ દૃષ્ટિ ધારી જ્ઞાનની;
ધર્મ સત્ય સહાયક અંતનો, છે એ બોધ સદા સંતનો." ૨૫

## ચોપાયાની દેશી.

પાર્વતી પ્રણમીને પતિ પ્રત્યે, વળતી બોલી વેણ;
"વહાલા! છે અજ્ઞાન નિવારક, આપ બોધ સુખ દેણ. ૨૬

× સઘળો. * મન વાળીને-મનને સ્થિર કરીને.

પણ જડમતિ નારીપર એની, અસર અરે! નવ લાગે;
ભૂખ્યાને ઉપદેશ કર્યે જ્યમ, ભૂખ ન તેની ભાગે. ૨૭
ત્રણ પાંખાળે તીરે હૈયું, ભેદ્યું ભાસે જેનું;
ઉપદેશે આરામ થઇ ઝટ, દુખ જાશે શું એનું? ૨૮
રોમરોમ વીંછીનિ વેદના, કોરોગે રહી લાગી;
આંખે આંસું શું નહિ આણે, અરે! કહી હતભાગીx? ૨૯
મહાજ્ઞાનીને માર પડે તવ, જ્ઞાન ધ્યાનથી ત્રાસે;
વિહ્વળ બને કળ કાંઇ પડે નહિ, બુમ પાડિને નાસે! ૩૦
શરીર તણે સંબંધે દુખથી, દીન જીવ દેખાય;
ત્યમ મનદુખથી આ આત્મા; પતિ કહો ક્યમ નવ કળપાય? ૩૧
દેહદુઃખ ઔષધને યોગે, વૈદ્ય સદ્ય હણે છે;
મનદુખ મહાજ્ઞાની ઉપદેશે, હણતા સર્વ ગણે છે. ૩૨
પણ અસાધ્યદુખ દેહતણું, નથિ મટતું વૈદ્ય વડાથી;
ત્યમ અસાધ્ય મનદુખ નથિ શમતું, જ્ઞાનીતણા ધડાથી*. ૩૩
'શ્વાસ લગી છે શોષ' સ્વામી! એ કહેવત છે નહિ જૂઠી;
હસવું ક્યમ આવે પતિ હોંશે, ઉરમાં અગની ઉઠી? ૩૪
જ્ઞાન સુણું પણ ગમ નથિ પડતી, અબળા છું અજ્ઞાની;
સંતતિવિરહ અસાધ્યઆધિપર, અસર ન થાય કશાની. ૩૫
આળમાં આંખ થકી થયલાં લાડકડાં બાળ રૂપાળાં,
સદન÷ તણી શોભાનાં રત્નો, વદતાં વચનો કાલાં, ૩૬

x અભાગી મનુષ્ય. (તે અભાગિયું માણસ 'અરે!' કહી આંખે આંસુ શું નહિ આણે?) * શિક્ષા અથવા બોધથી.
÷ ઘર (છોકરાં ઘરની શોભાનાં રત્નો છે. "गृहे रत्नानि बालका."

વિસારતાં કદિ નથી વિસરતાં, રમ્ય રમકડાં મારાં,
હસતાં, હડવાળાં, કાલાં, ચંચળ, ને સમજૂ સારાં. ૩૭
'મા''મા' કહીને મોદ[૧] આપતાં, આવિ વળગતાં છાતી;
મીઠાંને પોઢાડી પારણે, શુભ હાલરડાં ગાતી! ૩૮
એ સૌ લીલા લેશ માત્ર પણ, ઉરથી ન ખસે અળગી;
બાળુ નવ અવ[૨] હોય! એ આધિ મનને વળગી!! ૩૯
સંતતિ વિણ સમશાન સરીખું, ઘર આ ખાવા ધાય;
વૈભવ વાટ ઉઠેલા મુજને, આ સઘળા સમજાય. ૪૦
જીવિત ઝેર સમુ લાગે, આગે નવ દેખું આશા;
અભાગણી હું માટે પ્રભુએ, નિજ દરવાજા વાસ્યા!" ૪૧
આમ કહી આંસૂ ડળકાવી, ડગાવી દે નિજ કંથ;
સ્વામાદેરી શોકવશાળે, પતિ ભૂલે નિજ પંથ. ૪૨

છપ્પા.

ભૂલવણીનો ખેલ, ખલકનો જોતાં ભાસે;
ભલા ભલા ભડવીર, જ્ઞાની ભૂલીને [૩]ધાસે;
કાચે સૂત્રે સજડ, બાંધિયા બુધને બહાદુર;
મૃગજળતૃષ્ણા માંહિ, મુઆ શાણા ને મહાશૂર;
સંસાર અસાર સમુદ્રમાં, ચલવિ નાવ નર કો સદા,
રે! જ્ઞાનપંથ ભૂલ્યો ન કદિ, કર્ણ સુણ્યો ન દિઠો કદા. ૪૩
જોગી જંગલ વસી, યોગ પાળે વીતરાગી;
તે પણ પણ[૪]ચૂકીને, થાય પૂરા અનુરાગી;
પરદુખ દેખી દ્રવી, પ્રેમપાશે બંધાયે;

૧ આનંદ. ૨ હવે–હમણા. ૩ ધસાઇ જાય, ક્ષય પામે. ૪ નિયમ–પ્રતિજ્ઞા

પશુથી બાંધી પ્રીત, વિયોગે વ્યાકુળ થાયે;
જડભરત જીવ તજતાં અહો, મૃગમાં* મન વળગી રહ્યું;
જપ તપ દૃઢ કીધાં જ્ઞાનથી, પણ તે માયાજળ વહ્યું !! ૪૪

**દોહરા.**

નિર્જનવન વસનાર હરિ-ધ્યાન સદા ધરનાર,
પરદુઃખ દેખી પરજળી, ખેદિત ખચિત થનાર. ૪૫

તો નિજ સ્ત્રી સંતાપથી, પુરુષ ધરે કયમ ધીર;
શ્યામા છે સ્વામીતણું, નિશ્ચય અર્ધ શરીર. ૪૬

આંખતણી કીકી સમાં, હસતાં રમતાં બાળ,
મરણસ્મરણ સંભળાવતાં, તાતતણા શા હાલ ! ૪૭

તોપણ ગૌતમ ગુણનિધિ, ધરિ ગંભીરતા ગાત્ર,
સમજાવે નિજ સુંદરી, જે છે સદ્દગુણપાત્ર. ૪૮

ઘટ ઘાયલ નિજ છે ઘણું, રહી ઉપર હુશિયાર,
શ્યામાનું સાંત્વન કરે, નભવા નિજ સંસાર. ૪૯

---

* હરણમાં-ભરત રાજા સકળ રાજ્યરિદ્ધિ અને સંસારનો ત્યાગ કરી કેવળ વીતરાગી થઇ નિર્જનવનમાં ઇશ્વરભક્તિ અને તપમાં કાળ નિર્ગમન કરી મોક્ષ મેળવવા ગયા હતા. ત્યાં સિંહની ગર્જનાથી ત્રાસેલી હરણીનું ગર્ભથી ગંગામાં પડેલું બચ્ચું તેમને હાથ આવ્યું હતું, તે સાથ તેમને માયા લાગી હતી, જેથી મરતી વખતે જીવ તેમાં રહ્યો અને મોક્ષ મળી શક્યો નહિ માટે ફરી તે જડભરત થયા. જેમણે સુખ દુઃખ સમાન ગણી કશામાં ધ્યાન આપ્યું નહિ. આ કથા ભાગવતમાં છે.

દઇ દૃષ્ટાંતો અવનવાં, પત્નીને પરિતોષ,
ઉપજાવે આદર દઇ, શામની તજવા શોષ. ૫૦
'વ્રત નીમ આચરવા રૂડાં,' દે સુંદર ઉપદેશ;
'અભિલાષા એથી ફળે,' એવો ધરી ઉદ્દેશ. ૫૧

## ચોપાઈ.

ઈશ્વરપર દૃઢ શ્રદ્ધા ધરી, સદા ચાર પાળે સુંદરી;
દાન પુણ્ય દંપતી અતિ કરે, યજ્ઞ યાગ ગૌતમ આદરે. ૫૨
એમ કરંતાં દિન બહુ ગયા, પ્રસન્ન પ્રભુ તેઓપર થયા;
રામા કેરી પહોંચી રળી*,વામા વેળા પાછી વળી. ૫૩
રહ્યો ગર્ભ ગુણવંતીને તદા, માનની થઈ આપે મનમુદા;
સ્વામીને સુખ ઉરમાં હવું, પ્રભુ સુખ દેશે કંઇ પણ નવું । ૫૪
આશા બેને પ્રગટી ઊર, હરખ હવો એથી ભરપૂર;
દંપતી મુખપર આવ્યું નૂર, જાણી દુખ જાશે સૌ દૂર. ૫૫
ગૌતમ ઘરણીની‡ સંભાળ, રાખે રીત રૂડી એ કાળ;
ખાનપાન મુખ માગે જેહ, હાજર તરત કરે નર તેહ. ૫૬
રાજિ રાખવા રામા તદા, તત્પર રહે સ્વામી સર્વદા;
ગર્ભ આળ વિણ જનમે જેમ, તજવિજ નાથ કરેછે તેમ. ૫૭
જતન જાતનું જુવતી કરે, ઉદર ગર્ભ જેથી ઉધરે;
મનમાં મગ્ન થતી માનની, વધી કાંતિ જોતાં વાનની. ૫૮
પૂર્ણ માસ નવ વીત્યા યદા, પ્રસવ હવો તનયાનો તદા;
આનંદ ગૌતમને આગારx, પ્રગટ્યો પાર વનો તે વાર. ૫૯

---

* ખુશી (તે સ્રીની આશા ફળી, એ અર્થ.) ‡ ઘરની સ્રીની. x ઘેર

પશુથી બાંધી પ્રીત, વિયોગે વ્યાકુળ થાયે;
જડભરત જીવ તજતાં અહો, મૃગમાં* મન વળગી રહ્યું;
જપ તપ દઢ કીધાં જ્ઞાનથી, પણ તે માયાજળ વહ્યું !! ૪૪

દોહરા.

નિર્જનવન વસનાર હરિ–ધ્યાન સદા ધરનાર,
પરદુઃખ દેખી પરજળી, ખેદિત ખચિત થનાર. ૪૫

તો નિજ સ્ત્રી સંતાપથી, પુરુષ ધરે કયમ ધીર;
શ્યામા છે સ્વામીતણું, નિશ્ચય અર્ધ શરીર. ૪૬

આંખતણી કીકી સમાં, હસતાં રમતાં બાળ,
મરણસ્મરણ સંભળાવતાં, તાતતણા શા હાલ ! ૪૭

તોપણ ગૌતમ ગુણનિધિ, ધરિ ગંભીરતા ગાત્ર,
સમજાવે નિજ સુંદરી, જે છે સદ્‌ગુણપાત્ર. ૪૮

ઘટ ઘાયલ નિજ છે ઘણું, રહી ઉપર હુશિયાર,
શ્યામાનું સાંત્વન કરે, નભવા નિજ સંસાર. ૪૯

* હરણમાં–ભરત રાજા સકળ રાજ્યરિદ્ધિ અને સંસારનો ત્યાગ કરી કેવળ વીતરાગી થઇ નિર્જનવનમાં ઇશ્વરભક્તિ અને તપમાં કાળ નિર્ગમન કરી મોક્ષ મેળવવા ગયા હતા. ત્યાં સિંહની ગર્જનાથી ત્રાસેલી હરણીનું ગર્ભથી ગંગામાં પડેલું બચ્ચું તેમને હાથ આવ્યું હતું, તે સાથ તેમને માયા લાગી હતી, જેથી મરતી વખતે જીવ તેમાં રહ્યો અને મોક્ષ મળી શકયો નહિ માટે ફરી તે જડભરત થયા. જેમણે સુખ દુઃખ સમાન ગણી કશામાં ધ્યાન આપ્યું નહિ. આ કથા ભાગવતમાં છે.

દઇ દૃષ્ટાંતો અવનવાં, પત્નીને પરિતોષ,
ઉપજાવે આદર દઇ, શામની તજવા શોષ. ૫૦
'વ્રત નીમ આચરવા રૂડાં,' દે સુંદર ઉપદેશ;
'અભિલાષા એથી ફળે,' એવો ધરી ઉદ્દેશ. ૫૧

## ચોપાઈ.

ઇશ્વરપર દૃઢ શ્રદ્ધા ધરી, સદા ચાર પાળે સુંદરી;
દાન પુણ્ય દંપતી અતિ કરે, યજ્ઞ યાગ ગૌતમ આદરે. ૫૨
એમ કરંતાં દિન બહુ ગયા, પ્રસન્ન પ્રભુ તેઓપર થયા;
રામા કેરી પહોંચી રળી*, વામા વેળા પાછી વળી. ૫૩
રહ્યો ગર્ભ ગુણવંતીને તદા, માનની થઈ આપે મનમુદા;
સ્વામીને સુખ ઉરમાં હવું, પ્રભુ સુખ દેશે કંઇ પણ નવું ! ૫૪
આશા બેને પ્રગટી ઊર, હરખ હવો એથી ભરપૂર;
દંપતી મુખપર આવ્યું નૂર, જાણી દુખ જાશે સૌ દૂર. ૫૫
ગૌતમ ઘરુણીની‡ સંભાળ, રાખે રીત રૂડી એ કાળ;
ખાનપાન મુખ માગે જેહ, હાજર તરત કરે નર તેહ. ૫૬
રાજિ રાખવા રામા તદા, તત્પર રહે સ્વામી સર્વદા;
ગર્ભ આળ વિણ જનમે જેમ, તજવિજ નાથ કરેછે તેમ. ૫૭
જતન જાતનું જુવતી કરે, ઉદર ગર્ભ જેથી ઉધરે;
મનમાં મગ્ન થતી માનની, વધી કાંતિ જોતાં વાનની. ૫૮
પૂર્ણ માસ નવ વીત્યા યદા, પ્રસવ હવો તનયાનો તદા;
આનંદ ગૌતમને આગાર×, પ્રગટ્યો પાર વનો તે વાર. ૫૯

---

* ખુશી (તે સ્ત્રીની આશા ફળી, એ અર્થ.) ‡ ઘરની સ્ત્રીની. × ઘેર

હરખ હુવો ગૌતમને ઊર; પાર્વતી પુલકિત* થઇ ભરપૂર;
દાન પુણ્ય કીધાં દિલ વડે, વિઘ્ન કાંઇ જેથી નવ નડે. ૬૦

તરિયા તોરણુ બાંધ્યાં દ્વાર, દૂધે ચોક કર્યા ચીકાર;
રીઝ આપી મનમાની સાર, સેવક જનને બની ઉદાર. ૬૧

સગાં સહોદર સંતોખિયાં, જન ઝાઝાં જેથી હરખિયાં;
જાણ્યા જોષી તેડી કરી, જન્માક્ષર વિધિ હરખે કરી. ૬૨

પુત્રજન્મ જેવો આનંદ, પુત્રીમાં માન્યો સુખકંદ;
સરસ્વતીનું ધરિ અભિધાન. મનમાં સુખ પામ્યો મતિમાન. ૬૩

અલૌકિક ભાસી અર્ભકી,× રૂપ દેવકન્યા શું નકી !
દિન દિન વપુ ને રૂપે વધે, ચંદ્ર જેમ શુદમાં નભ‡ મધે. ૬૪
માતા પ્રેમ વધે ભરપૂર, વર્ષામાં નદીનું જ્યમ પૂર;
તાત સ્નેહસાગર સર્વદા, સભર ભર્યો ઉણો નવ કદા. ૬૫

લાલનપાલન પુત્રીતણું, દંપતી રોજ કરંતા ઘણું;
પટ આભૂષણ વિવિધ પ્રકાર, પહેરાવે ઉરનેં ઉદ્ગાર. ૬૬

શુભ હાલરડાં મા ગાવતી, ઉરમાં લઇને ઊંઘાડતી;
રીઝાવી રડતી રાખતી, મુખ મીઠા શબ્દો ભાખતી. ૬૭

ખમા ખમા કરતી હરખડી, જરા કાંઈ થાતાં માવડી;
બાપા ભાવ થકી શીખવે, સમજણ પાડીને થઈ સવે. ૬૮

દૃશ્ય પદાર્થતણાં લઘુ નામ, શીખવતી માતા સુખધામ;
સરળ શબ્દમાં કહિને વાત, ખુશિ કરતી મોદેથી માત. ૬૯

---

* પ્રફુલ્લ—ખુશી. × છોકરી—પુત્રી. ‡ આકાશ.

અઢી વર્ષની થઇ બાળકી, તાત માત મનદુખ ટાળકી;
એવે માતાને મન ગમ્યાં, વપુમાં[1] ચિન્હ વિલસતાં રમ્યાં। ૭૦

## દોહરા.

અકળ-કળા અવિનાશીની, જોતાં જગત જણાય;
લીલાનું સૂકું બને, સૂકું લીલું થાય. ૭૧
ભર્યું તેહ ઠલવાય છે, ઠાલું ઠીક ભરાય;
ગાંગો ગાંગાશા બને, ધનજી ધનો ભણાય. ૭૨
રોગી રાતો થાય ને, માતો માંદો હોય;
પુત્રવતી વંઝા થતી, વંઝા સુતસુખ જોય. ૭૩
જીવતાંને સુખ દુખ મળે, ફળે આશ દિન કોય;
વળે ન વિષ પીધે કદા, મુવે નવીન નવ જોય. ૭૪
પાર્વતી ફૂળ ફોકટ થયાં, ઉલ્રી અબળા વેલ,
ફુલિ ફાલિ સંતાનફળ, અનુભવવા આ વેળ. ૭૫
ગર્ભ બીજો ધરિ ગેહિની,[2] ગૌતમ ફરતી જોય;
ઇચ્છે સુતફળ પામવા, મહદાનંદે સોય.[3] ૭૬
અબળા પણ ઇચ્છે અશું, આતુરતા ધરિ ઉર;
સુતનો સંભવ સો વસા; જાણી ચિહ્ન જરૂર. ૭૭
બાકી શી હોય બાળકો, ખરૂં બાપનું ધંન;
મા દુખનો મેલાણ વળિ, બેલ બેનની અન્ય. ૭૮

---

૧ શરીરમાં (તે સ્ત્રીના શરીરમાં સારી નિશાનીનાં ચિહ્ન તેણીને ગમે એવાં જણાવા લાગ્યાં—મતલબ તે ગર્ભવતી થઇ.)
૨ ઘરની સ્ત્રી. ૩ તે.

આવે ઉર અબળા તણે, આવા બહુ ઉદ્‍ગાર;
પુત્ર પૂત[1] પરિયા પડયા, ઉદ્ધારે નિર્ધાર. ૭૯

જતન કરે બહુ જાતનું, પાળે પથ્ય પ્રમાણ;
જેથી નિજ શુભ ગર્ભને, હોય ન કશિએ હાણ. ૮૦

સ્વામી પણ સંભાળ બહુ, રાખે રૂડી રીત;
પત્નીથી ફળ પામવા, પ્રૌઢી ધરિને પ્રીત. ૮૧

ગોવિંદની ગતિ ન્યારીથી, ગમતું થયું આ વાર;
પાર્વતી પુત્રપ્રસવ હવો, વર્ત્યો જય જયકાર. ૮૨

ભૂખ્યાંને ભોજન મળે, નિર્ધન પામે ધન;
દંપતી દશ ગણિ તેથિ ખુશિ, વ્યાપી હરખ્યાં મન. ૮૩

પંગુને પગ આવતાં, અંધાને શુભ આંખ,
તે સુખ તે બે પામિયાં, અપંખ પામે પાંખ. ૮૪

ખુશિના ખળકા ના ખળ્યા, ઉછળ્યો દધિ[2] આનંદ;
હર્ષભરતિ આગળ વધી, ધસડયો ઉરઆક્રંદ.[3] ૮૫

ઉત્સવવિધિ આ વારની, મુખ વર્ણી નવ જાય;
પુત્રીવેળથી પાંચ ગણિ, વાત બધે વખણાય. ૮૬

જન્મજોગને અનુસરી, પુત્ર નામ ગુણવંત,
ધાર્યું ગૌતમ ગુણનિધિ, ચતુર વિચારી ચંત. ૮૭

જેમ જેમ દિવસ જતા ગયા, અર્ભક[4] ઉછર્યાં એમ;
માતાપતાનો પિતાનો પીયૂષશો,[5] પામી સુખકર પ્રેમ ૮૮

લાડકોડવર્ણનકથા, કથતાં લાંબું થાય;
સમય જતાં પાછ શું થયું, કહિશ બીજે અધ્યાય. ૮૯

---

૧ પૂત નામનું નરકછે. "पूतात् त्रायते पुत्रः" પુત્ર પૂત નામના નરકથી પોતાના પરિયાને તારે છે. ૨ સમુદ્ર. ૩ કલ્પાંત. ૪ છોકરો. ૫ અમૃત.

# અધ્યાય ૨ જો.

## ગુણવંતનું ઉપવીત.

### ચોપાઇ.

એક દિવસ ગૌતમ ગેહિની, નાથ પાસ બેશી નેહિની,
વાત કરે મન વશકારિણી, ચતુરા ચિતડેરી હારિણી. ૧
"સ્વામીનાથ, સુખ દાતા અહો ! કહો કશું ચિત મધ્યે ચહો ?
કર્ત્તારે કરુણા શુભ કરી, જેથી ગત બાજી સુધરી. ૨
અવસર આ આવ્યો ઉજળો, ગતમાં લાભ કશો નવ મળ્યો;
પૂર્વ સંતતિ દઇ દિલ દાહ, ઉછરી જરી વહિ મરણપ્રવાહ ! ૩
લહાવો જેમાં કંઇ નવ મળ્યો, પણ પ્રભુ ઉત્તર વયમાં ફળ્યો;
તો આ અવસર કયમ ચૂકિયે ? મળી મોજ તે કયમ મૂકિયે ? ૪
નથી ઘડીનો અહિં નિર્ધાર, પળમાં શું કરશે કર્ત્તાર ?
તો પળ સોના સરખી મળી, જાવા કયમ દેવી જે ફળી ? ૫
ખુશી કીધિ ખાઇ પી ખરી, આભૂષણપટ વિધ 'વિધ' ધરી;
ન્યારિ વાત આ તો છે નરી, જેમાં ખુશિ ખલકે* છે ખરી ! ૬
લખેશરી સુખ હોયે લાખ, સંસારે સાચી શુભ શાખ;
પણ જે વિણ સુખ લેખે રાખ, રાખીને અદકો અભિલાખ, ૭
તે સુખ સંતતિતણું નિર્ધાર, છે સંસારતણો જે સાર,
હોય જેહને તે વિધિ અંક, રાજે× સંતતિ થકિ પણ રંક. ૮

---

* દુનિયામાં. ( જે વાતમાં દુનિયામાં ખરી ખુશી રહેલી છે, એ વાત તે છોકરાંની સમજવી. ) × શોભે.

કોડપતિ ઉર પામે કલેશ, લૂખા લહાવ ગણે સૌ શેષ;
સંતતિ સુખવિણુ ન્યાળે ન્યૂન, સમૃદ્ધિ સૌ સમજે મન શૂન્ય. ૯
સુતવિતનો જેને સંબંધ, તેને 'સોનું અને સુગંધ'-
મળ્યાં મહીતળમાં માનવાં, નથી વેણુ કહુંછું તે નવાં. ૧૦
પ્રભુએ પૈસો દીધો પૂર, જેથી મોજ કરી ભરપૂર;
દયા દાન ને સુખ ઉપભોગ, અનુભવિ ભારે માણ્યા ભોગ. ૧૧
ઉણુમ પ્રભુએ પૂરી કરી, સંતતિધન અર્પી નરહરિ;
તો લહાવો તેનો લીજિયે, કેમ કસુર એમાં કીજિયે? ૧૨
જીવતાં જોગવિયું તે ખરૂં, માટે વિનતિ વહાલા કરૂં;
લગ્ન લાડકીનાં નિર્ધાર, આ વર્ષે કરવાં આ વાર. ૧૩
લાડકડાને દઇ ઉપવીત, લગ્ન કરો વડી જાય લલિત*;
પેટસંતતિ પરણાવવી, વિવાહ વિધિ શુભ વર્ણાવવી. ૧૪
ખરો લહાવ છે એ સંસાર, હરખ વિવાહ સમો નવ સાર;
સાર અર્ધ વય વીત્યે સર્યો, તો વિચાર જોઇએ કંઇ કર્યો. ૧૫
આઠ વર્ષની થઇ બેનડી, ઉછેરવે હરકત નવ નડી;
પાંચ વર્ષનો પુત્ર પ્રમાણુ, હવો ન ઉપજી કશિયે હાણુ. ૧૬
એથી હરિની મરજી એમ, સુખ દેવાની દીસે તેમ;
માટે સુખઅવસરનો લહાવ, લેવો અજ્વરx કર્યા વિણુ નાવ!
જીવતાં જોયું તે છે ખરૂં, અધિક કંથજી શું ઉચરૂં?" ૧૭

**દોહરા.**

ગૌતમ કહે, "શુણુ ગેહિની, ભાવિક ભોળી ભામ;‡
તંતુ તર્કવિતર્કના, તજ તું તરત તમામ. ૧૮

* સુંદર-રૂડી. x વાર. ‡ ભામા-સ્ત્રી.

જન્મ, મરણ, ને પરણ છે, કરણહારને[1] હાથ;
મનોરથો મિથ્યા વહે, માનવિયો નિજ માથ. ૧૯
અવસર આવે શ્રીહરિ, કરશે પૂરી આશ;
સંતતિની જો સુંદરી, ક્યાં હતિ સ્વપ્ને આશ? ૨૦
વેળા નથિ વહિ વહાલિ હજિ, સમય ઘણો છે શુદ્ધ;
અપક્વ ફળછે આપણાં, તવ નવ કર જકજુદ્ધ. ૨૧
વેળા વિણ ફળ વેડિને, કશી ન લઇએ લ્હાણ;
સ્વાદ ન મનમાન્યો મળે, ઉપજે એમાં હાણ. ૨૨
આશા પૂરણ કોઇની, નથી થઈ નિર્વાણ;
છેડો તેનો છે નહિં, પદ્મનિ! કહું પ્રમાણ. ૨૩
લાલચ લાખ મળે છતે, લૂખી અહિં લેખાય;
તૃષ્ણા તન અટકી પડે, પુષ્ટ બહુ પેખાય. ૨૪
સંતોષામૃત પાન કરિ, ધરવો શુભ પરિતોષ;
સમયતણાં ફળ સાંપડે, સજવો ઉર સંતોષ. ૨૫
સુત વિત દારા સાંપડે, પણ ન કહે જન પૂર્ણ;
અધિક અધિક આગળ વધે, તૃષ્ણાતરણી[2] તૂર્ણ.[3] ૨૬
માટે માની માનની, મુજ વાયક ધર ધીર;
બનશે બનવા કાળમાં, કાળજડું કર સ્થિર. ૨૭
ધારે જન નિજ ધ્યાનમાં, 'હુંજ કરૂં તે થાય;'
શ્વાન શકટ[4] હેઠે યથા, વૃથા માન ધરિ જાય. ૨૮

---

૧ કર્ત્તાના હાથમાં. ૨ તૃષ્ણારૂપી હોડી. ૩ ઉતાવળી. (જેમ જેમ માણસને જોઇતી ચીજો આવી મળે છે, તેમ તેમ આશાની હોડી ઊતાવળી આગળ વધછે.) ૪ ગાડું.

ગોવિંદનું ગમતું થશે, તજ તું ફિકર તમામ;
ધણીનું ધાર્યું થાયછે, માનવી ફોગટ મામ*. ૨૯
માતપિતાને ઉર વિષે, મુજ વિવાહ અભિલાષ
હતો ઘણો પણ ના ફળ્યો, પહોંચ્યાં સ્વર્ગવિલાસ. ૩૦
પચ્ચીશ વર્ષે પરણિયો, તુજશું તુજ વય બાર;
પકવ વયે ફળ પ્રીતનું, અનુભવિયું સંસાર. ૩૧
જેને જેવું કામ છે, તેને સમજણ સાર
આવે મેળવિ આપવું, તે ગમતું નિર્ધાર. ૩૨
અથવા હરિ ઇચ્છા વડે, બને ન એવો યોગ;
તો તે તેનું મેળવે, સમજી યોગ્ય અયોગ્ય. ૩૩
પરણાવવાનો લહાવ છે, પાંચ દિવસ પિતુમાત;
પરણનારને તો દિસે, ભવ બાંધો ભલિ ભાત. ૩૪
તો તેના શુભ કામમાં, નિજ લહાવાને માટ,
અયોગ્ય સમયે માતપિતુ, શીદ કરે ઉચ્ચાટ? ૩૫
સંતતિનું સુખ સાંપડયું, શોભ્યું આ ઘરસૂત્ર;
આનંદે ઊછેરિયાં, પ્રીતે પુત્રીપુત્ર. ૩૬
કાલા મીઠા શબ્દ શુભ, શુણી રીઝયાં દિનરાત્ર;
એ લહાવા આગળ અહો! બીજાં સુખ શા માત્ર? ૩૭
ગુલાબ સરખા ગાલ ને, અરુણ મલકતું મુખ,
ચુંબન એવા ગાલનું, કરિને ભાગી ભૂખ! ૩૮
એ લહાવાથી નથી અધિક, લગ્નતણો અહિં લહાવ;
પરણનારને તો ખરો, લગ્ન સમયનો લહાવ. ૩૯

* મમતા—મમત.

એમનેમ સમજે નહિ, પરણ્યું તે શા માટ;
એવાં બાળક છે હજી, તો કેમ કરવો ઠાઠ? ૪૦.
સુધારવા નિજ સંતતિ, સમય આજ અનુકૂળ;
પરણાવવાનો પદ્મની, પૂર્ણ દિસે પ્રતિકૂળ. ૪૧
સરસ્વતી સુખદાયની, શીખેછે રઘુવંશ;
કાવ્યકામ કાચું હજી, સમજે ગાયન અંશ. ૪૨
અમર[1] અને રૂપાવળી, ગુણવંતો ધરિ ધ્યાન
શીખે સજજ થઇ ખરો, પણ હજિ છે નાદાન. ૪૩
આ'વાં કાચાં બાળફળ, પક્વ થયા વિણ હાલ,
જંજાળે કેમ જોડવાં? બગડે એમાં તાલ. ૪૪
તનયા[2] તન[3] કેમ પહેરવું, સમજે નહિ બહુ ઠીક;
તન[4] ત્રાસે નાસે છજો, બાવાની ધરિ બીક. ૪૫
તો એવાં બાળકતણો, વિવાહ કરવો શોય?
વનિતા વિવાહ એ નથી, જરૂર વિચારી જોય." ૪૬

### ચોપાયાની દેશી.

વનિતા વ્યાકુળ થઇ અતિ ઉરમાં, સુણી કંથ ઉપદેશ;
પથ્ય પાળવું સુણિ રોગી જ્યમ, કાળજ પામે કલેશ. ૪૭
અરૂચતી અણગમતી લાગી, વાત સ્વામીની એમ;
સુખકારી કડવું ઔષધ, કંપાવે ઉરને જેમ. ૪૮
નાથે નેહ ધરી ફરિ ફરિને, વર્ષાવી શુભ વાણી;
સુંદરી લેશ ન ગ્રહણ કરી, જ્યમ પત્થર ઉપર પાણી. ૪૯

---

૧ અમરકોશ. ૨ છોકરી. ૩ શરીર. (છોકરી શરીરે લૂગડું કેમ પહેરવું તે બરાબર સમજતી નથી.) ૪ છોકરો.

માનતીને બહુ રીત મનાવી, શુંથી સમજાણુ શાને;
માની નહિ, સાચું તે શું છે, જેમ નાસ્તિક નવ માને. ૫

આતુરતા અંધારૂં બહુ, અબળા ઉરમાં અવરાયું;
ભોળીમાં ભ્રમ ભૂત તૂત કરિ, જાણે જઇ ભરાયું. ૫

બોલી બળ આણીને અબળા, આંખે આંસૂ આણી;
'જાણી નાથ તમારી સમજણ, તર્ક ન કરશો તાણી! ૫

ઘેલી ગરવી* નાત આપણી, વળિ ઘેલા સૌ લોક;
બાળક બહુ હોંશે પરણાવે, સમજણ સૌની ફોક! ૫

નાત પટલ છો નાથ આપ, તવ કયમ નવ બાંધો ધારો ?
બાળલગ્ન કરતાં જ્ઞાતિ જન, બળ કરિ કયમ નવ વારો ? ૫

વારો શી રીતે બીજાંને, વિપરીત કહિને વાત ?
તોલ તમારો થાય ત્યહાં નવ માને સઘળી નાત. ૫

નારી ધરનીનેજ ગમે તે કથવું સરળ જણાય;
નર આગળ નારી છે નિર્બળ, તરણા તોલ ગણાય! ૫

આખા આ ભવમાં શુભ ભાગ્યે, આખર અવસર એવો
આવ્યો વિધિયોગે× શુભ વિધાં‡ અહિં કરવા લાયક જેવો. ૫

એથી ઉરમાં હવિ અભિલાષા, રાખે જે સંસારી;
વસ્તીમાં વસતાં નરનારી, રાખી ન શકે વારી. ૫

વારિ નયણે હુંજ ભરી, અટકાવું એ અભિલાષા;
ત્યારી વૃત્તિ નાથ તમારી, નિરખી નાંખું નિસાસા! ૬

મોડ ઘાલિ મનગમતો, રાતો હાથ થયો નવ મારો;
રામણદીવો કર નવ ધરિયો, વ્યર્થ ગયો જન્મારો. ૬

* મોટી. × દૈવયોગે. ( વિધિ–બ્રહ્મા. સૃષ્ટિકર્તા. ) ‡ શુભ ક્રિ

બારે વર્ષે રાગોજોગોx મળ્યો આપણો એવો;
'બાઇને દે નહિ, બાઇને લે નહિ' એ કહેવતના જેવો. ૧
સંતતિને સદ્ભાગ્યે સ્વામી, સમય નથી આ તેવો;
તો રૂડા અવસરનો લહાવો, કેમ ન લેવો દેવો? ૧
વળી વિચારો વાત હૃદયમાં, એમાં હિત છે બારે.
ચિત નથિ તેપર નાથ તમારૂં, માટે વદવું મારે. ૧
સંતતિ આખર નાનાં,સહાયક કોઇ નથી અહિં વારૂ;
સબળાં સંબંધી મેળવવા ઉરની વાત ઉચારૂં.
ધામ અને ધન હોય તથાપિ, હોય ન ઓથ અરેરે!
રઝળે તે બાળક બહુ રીતે, થઈ ખુવાર ખરેરે!!
લહાવ અને છે લહાણુ તેથિ મેં, વાત વિવા'ની ઉચારી;
તત્વ તપાસ્યા વિણ તેનું પિયુ, તુચ્છ ગણી મતિ મારી.
હળવું લોહી અરે લલનાનું,§ નર કિમ્મત નવ લેખે;
અબળા આંળ ભરી ગણિ આપે, હરેક વાત ઉવેખે.÷"
આમ વદી વામા એ વેળા, પાર્વતી આસૂ આણી;
ગૌતમરામ ગળ્યો, સમજ્યો ઉર, મતિ પળમાં પલટાણી.
રામાહઠ આગે રામે નવ. વિવેક લેશ વિચાર્યો;
તો ગેહિની આગે ગુણી ગૌતમ, કવણુજ માત્ર બિચારો.

છપ્પા.

રામા હઠથી રામ, હેમમૃગ જાણી ધાયા,
સીત હરણુ દુખ સહ્યું, કમાણી એહ કમાયા;
મોહિનીહઠથી મોહી, હસ્ત માથે મૂકીને,

x તાકસંગો. § સ્ત્રીનું. ÷ અવગણના કરે.

ભસ્માસુર ઝટ ભસ્મ થયો, નિજ વર× ચૂકીને;
જુવતી હઠમાં જોખમ ઘણાં, જર જિવ જશની હાણ છે;
ગણપત ગેહિનીહઠ વિશ્વમાં, વ્હેતી નદીની તાણ છે. ૮૧
પાર્વતીવચનપ્રવાહ, નાવમતિનાવ§ તણાયું;
સમજણતણું સુકાન, હાથ નવ રહ્યું જણાયું;
દૃઢ વિચારનો કુવાથંભ, કકડી મરડાયો;
પૃષ્ઠભાગ પળ માંહિ, તરત જોતાં તરડાયો;
એથી સ્થિતિ ગૌતમરાગના મનની આમ થઈ હવે;
સંક્ષેપે સાર કશું શુણો, શ્રોતા સૌ થઈને સવે. ૮૨
ગૌતમ મન ગણ્યું એમ, ભણ્યું ભામાએ જે છે,
તે નથિ કેવળ તુચ્છ, સ્વચ્છ ફળ એમાંએ છે;
વકરો વિશ્વાસથી કર્યા જેવું છે કામ;
આરત ને અર્ધાંગ, નભે નહિ જગમાં નામ;
માટે માનનીમન માનતું, થાવા દેવું માહરે;
કામનીએ ક્લેશ કરી કદી, હઠ નથિ કીધી ક્યાહરે. ૮૩
જરા ઉપડતે બોલ, નથી જુવતી અહિં બોલી;
બાળા બનિ બહાવરી, બોલ આજે બહુ બોલી;
વ્યંગ્ય÷ બોલ વનિતાય, વિવેક તજી મુખ વદિયાં;

× વરદાન. (એને વરદાન હતું કે જેને માથે તું હાથ મૂકશે તે બળી ભસ્મ થશે. મોહિનીએ એને માથેજ એનો હાથ મૂકાવ્યો, તેથી તે બળી ભસ્મ થયો. પુરાણમાં આ વાત પ્રસિદ્ધ છે. એમાંથી સ્ત્રી ચરિત્રની માયા જોવાની છે.) § ધણી–ધણીની બુદ્ધિરૂપી વહાણ. ÷ મર્મના બોલ–જેમાંથી અનેક અર્થ થાય.

શમા ધરી ઉર રીસ, રતિ થઈ આપ્યા રદિયા;
એથી અપમાન થયું ગણી, રીશ ન મુજ મન વ્યાપતી;
દેખીને ઉર પ્રગટે દયા, કામની ક્લેશે કાંપતી. ૮૪

મન બાંધો ભામની, ભાવ મુજ ઉપર ભારે.
ધાર્યો જ્યમ દૃઢ ભક્ત, અખિલધાતા[1] પર ધારે;
વેદવચનની તુલ્ય, વેણ મુજ માન્યાં મહિલા;[2]
મન ઉપજાવે મોદ, માનનીના ગુણ મહિલા[3];
પલટઈ ગઈ આ પળ પદ્મની, અંતર આધિ[4] ઊપડે;
સમજૂ જ્યમ સન્નિપાતથી, ધૈર્ય તજી ન રહે ધડે.[5] ૮૫

રોગી પર શી રીશ, શાપ નવ ઠામજ જેનું;
દયા ધરી દિલ માંહિ, કિજે ઔષધ ઝટ એનું;
ત્યમ માનનીમન-રોગ જવા મન ગમતું તેને,
કરૂં હવે આ કાળ, શાંતિ સુખ થાયે એને;
ઉર વિચાર એવો આદરી, ગૌતમ ગેહિનીશું વદ્યા,
બળ અબળા પામિ એથિ બહુ, શ્રેષ્ઠ પાક જાણે સદ્ય.[6] ૮૬

"પ્રિયા અહો પદ્મની, શોચના તજ તુજ મનની;
ધાર્યું તુજ ઝટ થશે, ધારણા થઈ મુજ મનની;

---

૧ આખી સૃષ્ટિને ધારણ કરનાર-સરજનાર ઈશ્વર. ૨ સ્ત્રી. ૩ મોહના, ૪ મનનું દુઃખ. ૫ ધારણે-માપમાં. ૬ માફક આવ્યો. (સારો પાક ખાધો હોય ને તે માફક આવવાથી કાયામાં જેમ કૌવત આવે છે, તેમ પોતાને રૂચતી વાત પતિએ કહેવાથી પાર્વતીના શરીરમાં બળ આવ્યું. તાત્પર્ય એ કે હર્ષ પામી ઉમંગમાં આવી.)

વાર હવે નવ થશે, સાર તું લેજે શોધી;
ક્લેશ તજી કામની, વિચારો તજ તુજ ક્રોધી;
હસિ બોલિ હવે કરવાનું તે વદ મનગમતું માનની;
શુભ વિધિ લગ્નાદિક કામમાં, જરૂર દિશે તુજ શાનની. ૮૭

ઉપવીત ઉજ્જવળ અને, પુત્રને ઝટ અપ દઇએ;
પછી ધરીને પ્રીત, લહાવ લગ્નાદિક લઇએ;
જોઇતી વસ્તુ વિવિધ, મંગાવો મનને ગમતી;
કસર ન રાખો કંઇ, કશીપણ નથી અહિં ×કમતી"
ગૌતમ ગેહની અમતું વદી, ઉપવીતઉપાગે વળ્યો;
લહાવો તે લલના મનતણો, હાલી ફુલીને ફળ્યો. ૮૮

---

× ન્યૂનતા-કમી.

# અધ્યાય ૨ જો.

## સરસ્વતી અને ગુણવંતનાં લગ્ન.

### ચોપાઈ.

પાર્વતી પ્રેમ કરી ભરપૂર, પતિ સન્મુખ નૌતમ ધરિ નૂર,
વદી એક દિન આણી વહાલ, "પડયો પુત્ર ઉપવીતમાં તાલ. ૧
જુક્તિ જનોઈ તણી બહુ બેશ, વખણાણી નાતે અવશેષ;
જીવન ! જશ જેમાં બહુ મળ્યો, એ લહાવો મન ગમતો ફળ્યો. ૨
પુત્ર પુત્રીને રૂડી પેર, વરાવવાં મનગમતે ઘેર;
એમ રહ્યું એ બાકી કંથ, વિચારવો વહાલા તે પંથ. ૩
પાંચ ઠામથી પૂછાવિયું, પુત્ર માટ પતિ કહો શુભ કિયું ?
પદ્મનાથ ઘર બહુ પાંશરૂં, કુલીન ગૃહસ્થ નિહાળું નર્યું. ૪
રાજપુરોહિત વિતનો ભર્યો, ધીંગી ઢાલ ખિરજની નર્યો;
સગો કરો જો એ સાબધો, તો ગુણ છે એ વાતે બધો. ૫
સુતનું સુખ નથિ તેને હજી, સુતા એક સુત ઠામે ભજી;
નિવાસી આ નગરીનો વળી, એથિ વાત મુજ લાગે ગળી. ૬
સુતનો એ સસરો કદિ હોય, ઓથ ન એ જેવી અહિં કોય;
છે વય હજિ છત્રીશ વર્ષની, આશ ઘણી છે ઉત્કર્ષની. ૭
તેની તનયા લક્ષ્મી નામ, રૂપાળી ભાળી સુખધામ !
હા વાળો તેની હે સ્વામ×, તો લક્ષ્મી વસશે સુતધામ*॥ ૮

---

× હે સ્વામી. * આ વાક્યમાં ધ્વનિ છેઃ–એમાં એવો ભાવ છે કે, જો લક્ષ્મી નામની કન્યાને માટે હા વાળશો, તો છોકરાના ઘરમાં લક્ષ્મી ( પૈસો ) થશે; કારણ તે શ્રીમંતની પુત્રી છે, ને તેના

સાત વર્ષની છે સુખકરી, સુતથી જરિ મોટી છે ખરી;
પણ છે વાત બધી પાંશરી, માટે ના કહેશો નવ જરી." ૯
સુંદરીના શબ્દો સાંભળી, ગૌતમ દાદ તરત તવ ગળી;
પણ વિચાર જરિ કરિ મતિમાન, બોલ્યો ગૌતમ શુભ ગુણવાન.૧૦
"વરથી વહુવય હોય વિશેષ, લાભ નથી એમાંહે લેશ;
ઉંદર બિલાડીનો એ મેળ, ખરોજ દુખકર એમાં ખેલ. ૧૧
સુખ શ્રીમંતનિ કન્યા થકી, મળવાની આશા નવ નકી;
લાડઘેલી હોયે લાડકી, પાયે નહિ પાણી વાડકી. ૧૨
સમાનશું બાજી માંડિયે; ગરીબ ગુણી ત્યમ નવ છાંડિયે.
મુજને તો ભાસેછે એમ, હાણ ન જેથી ઉપજે તેમ." ૧૩
પાર્વતી પતિશું બોલી તદા, "સંશય નાથ ધરો છો સદા;
એથી કામ ન હોયે કદા, સઘળું સરખું નથિ સર્વદા. ૧૪
ભાગ્ય પ્રમાણે સુખ દુખ મળે, વાંચે હિત સમજે જે ફળે;
ફળ દેવાં શ્રીહરિને હાથ, માનવી મોટમ લે નિજ માથ. ૧૫
બળદેવો તમ મામાતણો, ન્હાનો વહુથી અતિશે ઘણો;
ચાર વર્ષનો ચોખો ફેર, તોપણ વર્તી લીલાલહેર. ૧૬
કશા વિનાનો કાળીદાસ,* પરણ્યો મોટે માઘ અવાસ;
તો ઊઘડિયું તેનું ભાગ્ય, દૂર થયું દળદર દુર્ભાગ્ય." ૧૭
આમ અનેક દઇ દષ્ટાંત, ભામાએ ભાગી પતિ ભ્રાંત;
એથી વામા વાતે જજ્યો, ગૌતમ ગેહિનીવચને ગળ્યો. ૧૮

બાપને એ વિના બીજું છોકરૂં છે નહિ એથી એ આનતે પૈસો પણ આવશે.

* કાળિદાસ કવિ.

**દોહરા.**

સ્વામી કહે "શુણ સુંદરી, સગાઇ એ સુખકાર,
જા, સજ થા મેં સર્વથા, સઘ કરી સ્વીકાર. ૧૯
પણ પુત્રીને માટ તો, ખરી કરાવી ખોળ,
શોધવું આના સોળનું, ઉત્તમ ઘર વિણ ઘોળ. ૨૦
જોતાં અત્રે ઝાંખીને, નજર નાખિ નિર્ધાર,
ઉત્તમ ઘરવર છે નહિ, બાકી કો વરનાર. ૨૧
પૈસે પુરા છે ખરા, પણ કુળકોરા છેક;
દેતાં દુહિતા તેહને, ન રહે કુળનો નેક. ૨૨
માટે મોકલિ આપણા, તનના પુરુષ પ્રવીણ;
ગંગોત્તરી ઘર ગોતવું,* નિર્મણુ વાંધા વિણ. ૨૩
પૈસે પૂરતણી ઘણી, આશ ન રાખું ઊર;
કુળ કાંચન, ધન કથિર છે, નથિ એમાં કંઈ નૂર. ૨૪
પુત્રી પુત્રથિ કો રીતે, નથિ મારે મન ન્યૂન;
તો તનયાને તારુણી, સમજ ન મન ધન મૂન." ૨૫
પયx સાકર ઘોળ્યા સમાં, સ્વામીનાં શુણિ વેણ;
રુચ્યાં રામાને હદે, હરખ્યાં એથી નેણ. ૨૬
પછિ ગૌતમ નામે સગો, વૃદ્ધ વિવેકી જાણ,
કુળ શીળ આખી નાતનાં, વસેલ જેની વાણ. ૨૭
તેડી તેને સાદરે, સમજાવી શુભ રીત,
સગાઇ સારી શોધવા, કરી વિનતિ ધરિ પ્રીત. ૨૮

* શોધવું. x દૂધ. ( દૂધમાં સાકર ભેળ્યા જેવાં સ્વામીનાં વચન સાંભળી પાર્વતી હર્ષ પામી. )

પાર્વતી વિનય ધરી વદે. "પંડ્યા નૌતમરામ,
વરનો તોટો છે પડ્યો, ધારામાં બહુ ધામ, ૨૯
નાંખી નજર ન પહોંચતી, સરસ્વતીને માટ;
ઊંઘ ન એથી આવતી, ઉપજે ઉર ઉચ્ચાટ!" ૩૦
ગૌતમ નૌતમને કહે, "પંડ્યાજી શી પેર-
કરવી, વર કુળ યોગ્ય કો, શોધ નથી આ શહેર." ૩૧

## હરિગીત છંદ

વૃત્તાંત વર વહુનું શુણી, વળતી વધો દ્વિજ તે વડો,
"પરણાવવા પુત્રી અહો! શિદ શોચ કીજે એવડો!
નથિ નાતમાં દેવાઇ ગયું, નથિ દાટ વળિયો દેશમાં,
કુળવાન વર નથિ ‡કાતરે ખાધા, ઘણા છે દેશમાં! ૩૨
સાગર સમાણી નાતમાં, કુળરત્ન કંઇક હશે ખરાં.
તરણું અડે ભડકો બને, નવ માત્ર શુદ્ધ અહો નર્યા!!
નવ રત્ન ઘર બેઠે મળે, મહાયત્નથી ખોજ્યે મળે,
કુલવાન વર ખોજ્યે જડે, વિચાર કીધે ના વળે. ૩૩
ઇંદુર, અવંતી, મંદુસર, ચંદેરી, ને રતલામમાં,
કાશી, કનોજ, પ્રયાગ, આદિક બાહુ જથાના ગામમાં,
ખાંતેથિ ખોળી કાઢતાં, કુળવાનનો તોટો કશો?
વર લાવું વંશ વિશુદ્ધનો, વાંધો ન જરિ જેમાં વસ્યો." ૩૪
પાર્વતી પ્રણમીને કહે, "પંડ્યાજિ આપ પવિત્ર છો,

---

‡ એક જાતની મોટી રૂવાંવાળી ઇયળ ચોમાસામાં ચોકબંધ થાયછે, જે વાવેલા ધાન્યના ઊગતા છોડને ખાઇ જાય છે ને. રૂઢિમાં એમ બોલાયછે કે—"શું કુળવાન કાતરે ખાધાછે!"

સારા સગા મુજ સ્વામીના, ત્યેમ બાળપણુના મિત્ર[1] છો;
માટે વિશેષ કહેવું પડે નહિ, આપને આ વેળમાં,
મ્હામાં[2] લગન નિર્ધાર કરવું, માનજો એ મેળમાં" ૩૫
ગૌતમ કહે "નૌતમ શુણો, મુખ માગિ શુભ સાહિત્યને,
વાધો વિવા'ને કામ, હામ ધરી, કરી ઝટ નિત્યને[3];
છે જોગ આજે જોઇતો, સુમુહુર્ત છે સિદ્ધિ ભર્યું,
તૈયારિ તેથી કરો, આટલું કામ આ જોઇએ કર્યું." ૩૬

દોહરા.

કર્યું પ્રયાણ પછિ ત્યાં થકી, પંડ્યાએ ધરિ પ્રીત;
વહેલે ચઢિને વાધિયા, ખર્ચી ભરી ખચીત ૩૭
સાથ લિધો સમજાવિને, સોબતિ ઉત્તમ નામ;
જોડે તોડે કંઠકનાં, એવો મન અભિરામ.[4] ૩૮
જોડું એ ભૂદેવનું, છળકળમાં કાબેલ,
ખેલાડી પાકું ખરૂં, મન જેને સૌ સ્હેલ. ૩૯
મૂળદેવ સહદેવની, પ્રતિમા પાકી તેહ,
ભંડાવે મન મોજથી, છંડાવે પણ જેહ, ૪૦
અમૃત મુખ જેને વહે, ઘટમાં વિષ ઘૂંટાય,
લાલચ દે લપટાવિને, જેમાં જન લૂંટાય. ૪૧
એવા પાકા પીર તે; વાલ્યા નવ જાનાર;
વલ્યા વિવા' ઝટ જોડવા, ધારાથી નિર્ધાર. ૪૨

---

૧ મારા સ્વામીના મિત્ર, એ અર્થ. ૨ માહ માસમાં. ૩ નિત્ય કર્મસંધ્યા પૂજા આદિ. ૪ મનને ગમતો. (નૌતમના મનને ગમતો સોબતી તેણે પોતે પસંદ કરી લીધો;)

માળવ ખોળ્યો મન દઇ, જઇ અહિં તહિં બહુ ગામ,
કુલ્લે[1] હાથ મુકાવતા, કંઇ કંઇના લઇ દામ. ૪૩
જમવા પેટ ભરી જમણુ, વિધવિધનાં મહામિષ્ટ;
પરુણા બહુ ઘરના બન્યા, સિધસાધક બે શિષ્ટ. ૪૪
ઉત્તમ નૌતમને કહે, "પંડ્યા શિશિર[2] સમસ્ત[3],
સઘા સુ આપ શરીરને, બન્યા જેઠીમલ મસ્ત" ૪૫
નૌતમ કહે "ભટ આપ ક્યાં, છો ઓછા આ વેળ!
પુષ્ટ દિશે પાડાથિ સમ, શિવનંદી માતેલ !!" ૪૬
આમ કરે ઉપહાસને, કરે પ્રવાસ પ્રયાસ[4];
અંતે પુરી ઉજ્જયિનીમાં, આવ્યા એક અવાસ. ૪૭

## ચોપાઈ.

ઉજ્જયિનીમાં એણી વાર, વસતો વિપ્ર રૂડે વ્યવહાર;
હજાર ઘરમાં કુળમાં ચઢે, કુળમદમાં માથું નવ ઘડે. ૪૮
સંપતિ જોકે હતિ પતિ[5], છાતીથી[6] છત કરતો છતી;
દંભી દીક્ષિતનું ઉપનામ, એ નામે જાણેજ તમામ. ૪૯
કૃંપણા કામિની, તૃષ્ણા સુતા, સુત ત્રણ હઠિલા જેને હતા;
ન્હાનો નટવર નવ વરસનો, હતો કુંવારો મતિ નરસનો. ૫૦

---

૧ કુલ્લે હાથ મુકાવવો એ બોલવાની રૂઢિ છે, એનો અર્થ લાલચ આપવી. (આ બે જણા કંઇ કંઇને છોકરો છોકરી પરણાવી આપવાની લાલચો આપી પૈસા કઢાવી લેતા હતા. એમની તો આ વિવાહને બહાને ખરી મોસમ જાગી હતી. કંઈ કંઈ નાતોના બાંજગડીઆ આવા ધંધા કરેછે.) ૨ શિયાળો. ૩ આંખો, ૪ યત્ન—શ્રમ ૫ પતી રહીં હતી, આવી રહી હતી. ૬ હિમ્મતથી.

તેને આવાસે આ વેળ, મેળવવા મન ધાર્યો મેળ;
નૌતમ ઉત્તમ આવી ચઢ્યા; નમસ્કાર કરિ પાયે પડ્યા. ૫૧
"ઇચ્છા ઉરમાં બહુ અબ્દથી*, હતી ઘણી શું કહું શબ્દથી;
ફળિત થઇ તે આજ જરૂર, દર્શનથી દુખ નાઠાં દૂર." ૫૨
એકે એમ કહ્યું જેટલે, બોલ્યો ઝટ બીજો તેટલે;
"પ્રસંગ વિણ પ્રીતિ હોય તથા, નથી જવાતું કહું જે યથા. ૫૩
એક પંથ દો કાર્જ જરૂર હોય તોજ પગ ઉપડે પૂર."
"છે સાચુ" નૌતમ કહે "એહ, એમાં રંચ નથી સંદેહ. ૫૪
દીક્ષિતદર્શનને મહિમાય, એક પંથ દો કારજ થાય."
ઉત્તમ કહે, "કહિ ઉત્તમ વાત, અહો શી દીક્ષિત ઘરની વાત" ૫૫
વખાણતાણે દીક્ષિત વહ્યો, લેશ ભેદ ભોળે નવ લહ્યો;
આપી આદર આસન દીધ, પરુણાચાર પ્રીતે મસ કીધ, ૫૬
જમી કરી થઇ સ્વસ્થ સુપેર, વળગ્યા તાતે વિપ્રો ફેર,
દંભી દીક્ષિત કહે "મહારાજ, પધારિયા આ ઘર શે કાજ?" ૫૭
નૌતમ કહે કર જોડી કરી, "ઉમેદ મન મોટી આદરી,
આવ્યા દીક્ષિત કેરે દ્વાર, કરવા ઇચ્છિત કાર્ય શ્રીકાર." ૫૮
ઉત્તમ કહે "એ સાચું ખરૂં પણ હળિ પડિ નવ કહો એમ નર્યું;
દીક્ષિતનું શુભ કરવા સાર, આવ્યા ઉલટ ધરી આ વાર." ૫૯
નૌતમ ઉત્તમને કહે, 'ભ્રાત, વિવેકમાં કરવી જે વાત,
તેમાં મોટમ નવ લીજિયે, કારજ જશનું જે કીજિયે,' ૬૦
દંભી કહે "શો વાર્તવિચારછે તે સ્પષ્ટ કરો નિર્ધાર;
શો છે લાભ અમારે ખરો, વળી તમારો મુખ ઊચરો." ૬૧

* વર્ષથી.

હસિ પંડ્યાજી કહે પ્રીતથી, " શુણજો દીક્ષિત શુભ રીતથી;
ધારામાં ધીમંતો દક્ષ, ગૌતમરામ દિસે પુરપક્ષ.* ૬૨
દાનાધ્યક્ષ અધિપનો એહ, કુળ મોટમમાં ઝળકે જેહ;
નથી અજાણ્યો જે આપથી, પંકાતો મોટે માપથી. ૬૩
તેની તનયા રૂપનિધાન, ગુણવંતી સરસ્વતી અભિધાન;
વય છે વર્ષ અહો! આઠની, સમજણ વર્ષ દિસે સાઠની! ૬૪
નથિ વર તે લાયક લાગનો, કુળશીળમાં ભળતા ભાગ્યનો;
ખોળ કરી બહુ સ્થળમાં ફરી, તોપણ નજર જરી નવ ઠરી. ૬૫
રૂપ ત્યહાં કુળ, કુળ ત્યાં અન્ન, દીઠું નહિ ફરતાં બહુ દન્ન÷;
અવંતીમાં આવ્યા એટલે, સ્મરણ થયું તમતણું તેટલે. ૬૬
જૂના સ્નેહી અમારા આપ, કુળશીળમાં છતરાતી× છાપ;
આપ ઘેર વર છત જાણિને આવ્યા અંતર ખુશી આણિને. ૬૭
આપ યોગ્ય ગૌતમ ઘર ગણી, મોદ ધરી કરિયે માગણી;
સફળ પંથ કરવા કારણે આવ્યા આપ તણે બારણે. ૬૮
હિત બે પક્ષતણું ઉર ધરી, નજર ઠરી અત્રે ગુણ ભરી;
વિનતિ કરી મારી સ્વીકાર, વિવા'મેળવો આણી વાર." ૬૯
ઊત્તમ કહે, "હિત ગૌતમ થકી, દીક્ષિતનું ઓછું નથી નકી;
ઘર બેઠે ગરવો ગુણ થાય, શું એ લાભ લઘુ લેખાય?" ૭૦
ગૌતમ કહે "લાયકને લાભ દેવો ઉચિત અડેલો આભ;
સ્નેહીની સેવાને યોગ્ય લાગ મળે કરવો ઉપયોગ." ૭૧
ઉત્તમ કહે "દીક્ષિત મહારાજ, વાત ગળે ઉતરી આ કાજ!
કે સંશક છે ઉરમાં કંઈ? કૃપા ઉમાવરની‡ છે થઈ." ૭૨

---

* પૂરી પક્ષવાળો. ÷ દિવસ. × પ્રસિદ્ધ મોટીલાગવગવાળો. ‡ મહાદેવ-શિવ.

**દોહરા.**

દીક્ષિત ડોળ ધરી વદે, 'અહો! ભલા ભૂદેવ!
જળ કયમ જાઇ શકે જુઓ, મોભે ભરિયાં નેવ!! ૭૩
ઝારી સોનાની ખરી, પણ પીતળની પૂઠ;
કાષ્ટતણી કરવાલ[1]ને, મોર્ચી ધાતુની મૂઠ; ૭૪
તો તેની કિંમત કશી, કસિ જોવી કરિ કોડ;
માલ[2] નહિ એ માલમાં,[3] મિથ્યા માથા ફોડ. ૭૪
નટવર માટે આજ લગિ, આવ્યાં માગાં આઠ,
કસર દિઠી કુળ કલ્પતાં, ઠીક ઠર્યો નહિ ઠાઠ. ૭૬
કુંદન સરખું કીમતી, જાહ્નવી જળથી પવિત્ર,
અગ્નિ સરખું ઓપતું, મુજ કુળ મહીમાં[4] મિત્ર! ૭૭
રજ કે તજ તેમાં નથી, આજ લગીમાં દંચ;
શુદ્ધ કુળનો મૂળથી, સાચવિયો શુભ સંચ; ૭૮
રહે કુંવારો પુત્ર કે, જાય સમૂળો વંશ,
પણ કુળમાં ઓછો કદી, હળે ન અર્ધો અંશ. ૭૯
પુત્રી માટે પણ ધર્યો, તેવો ટેક જરૂર;
કુળવંતો વર લાવવા, રેલાવું ધનપૂર! ૮૦
આપે વાત કહી ખરી, હિતની જે નિર્ધાર;

---

૧ તરવાર (કુળાભિમાની માણસો સામાના કુળની ખોડ કાઢવામાં આ દોહરામાં લખ્યા પ્રમાણે બોલેછેઃ 'એનું ઘર તો સારૂં પણ મોસાળ ઊતરતું, મોસાળ સારૂં પણ સાસરૂં નીચામાં, એટલે ઝારી તો સોનાની પણ પૂઠ પડથી પીતળની' ઇત્યાદિ) ૨ કસ-સાર. ૩ વસ્તુમાં ૪ પૃથ્વીમાં.

પણ સંશય કુળ પક્ષમાં, ભાસે મને લગાર. ૮૧
તેથી મન નથિ માનતું, હા કહેવા આ વાર;"
સુણી એવું નૌતમ વદ્યો, સ્પષ્ટ કરી ઉચ્ચાર. ૮૨

## ચોપાઇ.

નૌતમ કહે, "દીક્ષિતજી દક્ષ, સત્ય વાત કહું છું નિષ્પક્ષ;
કુળમાં ગૌતમ કાચા નથી, ધારામાં ધીંગા સર્વથી. ૮૩
વર મેળવવા મહીં આ મથી, શા કારણથી કહું તે કથી;
નથિ ઇચ્છા ગૌતમની અન્ય, ધનથી કુળ સમજે છે ધન્ય. ૮૪
આપ× બરાબર ઘર કુળપક્ષ, મેળવવા જેનો છે લક્ષ,
તે તમથી ઓછો નથિ રતી, માનો મહારાજા મહામતિ." ૮૫
અષ્ટમ પષ્ટમ કરિ બહુ રીત, ચળવ્યું દંભી દ્વિજનું ચિત્ત;
પાંચ હજારતણી પૂરતે, માન્યું તે મોટી મૂરતે ! ૮૬
સુતચાંદલો કર્યો સ્વીકાર, મળ્યા વિવા' નવ લાગી વાર;
નૌતમ ઉત્તમ કરિ નિર્ધાર, આવ્યા પુરી ધારા મોઝાર. ૮૭
ગૌતમને ભેટયા ધરી ભાવ, કહ્યો બનાવી* આપ બનાવ;
એથી હરખ્યો તે ઉર અતિ, ફળી આશ મનમાં જે હતી. ૮૮
પાર્વતી પ્રસન્ન થઇ અત્યંત, કુળ મોટમનો જેને તંત;
પછી માઘ સુદિ પંચમીતણું—લગ્ન કર્યું નક્કી શુભ ઘણું. ૮૯
કંકોતરિ લખી કુળની રીત, સગાં સ્નેહીઓને ભર પ્રીત;
મંડપ મોટો બાંધ્યો ઘણો, તોડ જોડ નાંખો તેતણો. ૯૦

---

× પોતાના બરાબર. * જોડી કાઢી. (મીઠું મરચું ભભરાવી ઉમેરણું કરી પોતે જે કામે નીકળ્યા હતા તેની વાત કહી.)

ધોળાવ્યાં રંગાવ્યાં ધામ, ચિતરાવ્યાં ચિત્રો બહુ ઠામ;
તખ્તા હાંડી ઝુમર અપાર-ટાંગી શોભા કરિ હદપાર. ૯૧

ગણપતિ ઘર બેસાડી કરી, મંડપમુહુર્ત કર્યું મન ભરી;
ચોવડિયાં ચારૂ‡ ચાલતાં-કીધાં, મૂલ માગ્યાં આપતાં. ૯૨

સગાંસહોદર તેડી સર્વ, ઉજવવા માંડયું સુખપર્વ;
જમણ ચાલતાં કીધાં સાર, કળી, જલેબી ને કંસાર. ૯૩

માઘ શુક્લ પંચમી રવિવાર, આવી જાન ભરી ઉદ્‌ગાર;
તે દિન લગ્ન થયું નિર્ધાર, હર્ષપૂર વર્ત્યું અપરંપાર. ૯૪

પાર્વતી ગૌતમને તે વાર, સોંપડિયો સાંસારિક સાર;
ભોજ ભૂપ સામંત સમેત-આવ્યો ગૌતમવર ધરિ હેત. ૯૫

શોભાની સીમા ત્યાં વળી, આશ દંપતીની× ત્યાં ફળી;
મંગળ ગીત ગવાયાં ઘણાં, ધન્ય ભાગ્ય સમજ્યાં બે જણાં. ૯૬

સાત દિવસ રાખી શુભ જાન, કીધું સ્તુત્ય ઘણું સન્માન:
પૂરત પ્રીતે પૂરણ કરી, વળાવિ જાન વિનય અતિ ધરી. ૯૭

જશ લીધો જર ખરચી ઘણો, "વાહ! વિવા'તો ગૌતમતણો!"
એમ વધા નાતીલા સર્વ, તોપણ ગૌતમ ન ધરે ગર્વ. ૯૮

અખાત્રીજનું સુતનું લગ્ન, પદ્મનાથ ઘર થઇ મન મગ્ન-
કીધું કોડ ધરી શુભ રીત, અંતરમાં અદકી ધરી પ્રીત. ૯૯

વીતક વીત્યું તેમાં એક, પણ પ્રભુએ વાળ્યું વિઘ છેક;
રાતે લગ્ન થયું નિર્ધાર, સુખ પામ્યાં સઘળાં નરનાર. ૧૦૦

---

‡ સુંદર. × સ્ત્રીપુરૂષની.

દિન બીજે જમવા કંસાર, હતું મહૂર્ત પરવડુને સાર;
તેને તાવ તણ તતડે તશો,* વરના વપુમાં આવી વસ્યો. ૧૦૧
એથિ રંગમાં ભંગજ થયો, જીવ સર્વનો ઊડી ગયો;
ગુણવંતાને બહુ ગોવરૂં×-નીકળ્યું દુખ વર્ણન શું કરૂં ? ૧૦૨
ગૌતમ ઘેલા જેવો થયો, પદ્મનાથ સ્તંભિત થઇ રહ્યો;
પરસાસૂ આંસૂ રેડતી, પાર્વતી પીડ કહી નવ જતી. ૧૦૩
નાનાં બાળક કેરાં લગ્ન, કરિને નવ થાવું મન મગ્ન;
નથી એ સુખ વાંચ્છિતનો યત્ન, ભવ્ય ભાગ્ય કર્તા પણ ભગ્ન.÷ ૧૦૪
પૂરણ પુણ્યે પડ્યું પાંશરૂં, ગુણવંતાનું મટ્યું ગોવરૂં;
શાંતિ થઇ સૌ ઉરમાં એમ. ગત આત્મા આવે ફરી જેમ. ૧૦૫
આગળ વીતક શાં વીતિયાં ? જીવી બાળક શું જીતિયાં ?
લઘુવય પરણી શું લાહિયાં ? કહિશ હવે મેળી પાટિયાં. ૧૦૬



* તેવો × ગોબરૂ-સજ્જડ બળિયા. ÷ ભાગેલું-છેદેલું. (નાનપણમાં લગ્ન કરવાં એ ઇચ્છિત ફળ મેળવવાનો યત્ન નથી, પણ ઊલટો પગમાં સારા ભાગ્યને ભાંગી નાંખનાર છે.)

# अध्याय ४ थो.



## નગરશેઠને ઘેર લગ્નમાં ઝિઘ્રા.

### સવૈયા એકત્રીશા.

પુત્ર પુત્રી પરણાવી દંપતી, પુલકિત થઇ પામ્યાંજ પ્રમોદ;
હર્ષ-સ્પર્શ બહુ વર્ષ નમ્યો નહિ, ગૌતમ ઘરમાં પેઠી ગોદ.†
પાર્વતી કહેછે "પ્રીતમ મારા, વહુ છે આડીરાહ અપાર;
રીશ તણું જાણું ડંખીલી, વઢિ પડતાં નવ લાગે વાર. 1
ઉન્મદને અતિ ઉછાંછળી સમ, આળસુ અળવીતરિ× અસંત;
જક ઝાલે, તક તે ન તપાસે, નિજ ધાર્યું કરવાનો તંત;
ગુણવંતાને લેશ ગણે નહિ, સરસ્વતીશું સામી પ્રીત;
ભટકે ભવન પરાયે ભસ્રી વિધ, ભીતર‡ કોની ન ધરે ભીત. 2
ચિત ચંચળ જેનું અતિ દીસે, અંચળ§ શિર નવ રાખે એહ,
લાજ ન લેશ લહે મોટાંની, મદભરિ મહાલે માતો મેહ;
જૂઠ વિના બીજું નવ જલ્પે, છળ સવાગજની છે સ્પષ્ટ;
સાચું કહેતાં લેશ સહે નહિ, ખોટાં પાડી કરિ દે ખષ્ટ. 3
હગવંથી દેતાં શીખામણ, મણનું મોં કરિ ઊડે તર્ત;
ધુંધવાતી રાતી થઇ ફરતી, જુઓ સકળ સાપણની સર્ત !

---

† અડચણ-ગોદા ચાળવણી. × અટકચાળી. ‡ મનમાં. § વસ્ત્ર. (માથે લુગડું રાખતી નથી; મુતલબ કોઈની લાજ કાઢ્યા વિના મર્યાદા રહિત ફરે છે.)

વઢી પ્રથમ પછી રડી પડીને, કરે ઓશિયાળાં એ વાર;
સમજું છું એથી ઉર એવું, નથિ વહુને છેડયામાં સાર. ૪
પણ અણુ ચાલે હદ આવે ત્યાં, કહો કયમ બોલ્યાવિણુ રહેવાય?
દેખત ડોળે ધૂળ ભરે ત્યાં, ક્રોધ કરી કંઇ પણ કહેવાય;
ગઇ કાલે કાળીને÷ મેળે, એની મેળે એ તૈયાર-
જવા સજ્જ થઇ રજ પૂછયા વિણુ, શોભીતા ધરિને શણગાર. ૫
કહ્યું મેં 'આ મેળામાં મોટી, ભીડ થશે અતિશે ભયકાર;
ધીંગાણું મચશે ધમરોળે, ધંમધમા થશે અપાર;
નથી ગયાનો ઘાટ આપણો, ઠાઠ નથી ત્યાંનો બહુ ઠીક;
લંપટ લાંઠ લફંગા લોકો, ઘણા ગંઠિયાની છે બીક.' ૬
આ રીત કહ્યું બહુ તોપણ ચિતથી, વાત ન ખશી જવાની નેટ;
સમજીને સરસ્વતી એ સાથે મોકલિ વાત વિચારી પેટ;
સાયંકાળે સરસ્વતી પાછી ફરી, તવ કહ્યું એને એ વેળ;
'ચાલો ઘર જઇએ ઝટ આપણુ, વીતી ગઇ આજે બહુ વેળ.' ૭
પણ નવ માન્યું તંત કરીને, તરછોડી છોડીને છેક;
સખિયો સાથે જવા સજ્જ થઇ, તજિને વહુવારુનો નેક;
દોઢ પ્રહર રાતે દેખાણી, ઉઘડાવ્યું હળવે રહિ દ્વાર;
બેં'ને કહ્યું 'બહુ વાર થઇ કાં?' ઉચરી મુખ એવો ઉચ્ચાર. ૮
'પિયર ગઇતી' વદિ વડુ એવું, ત્યાં જમિ કરિ આવી આ વાર;
તેથી અટકી રહિ હું ત્યાં અતિ, વિશેષ એથી લાગી વાર;'
સરસ્વતીએ પુછિ કહ્યું 'ભાભી, પિયર તમારે કરિ તજવીજ,
પણ પત્તો ત્યાં પણ નવ લાગ્યો,' એ શુણિ વહુ ખરિ પામી ખીજ. ૯

÷ કાળિકામાતાના મેળામાં.

'હેરાંx મારાં તું હેરે છે,÷ વગર કારણે રહિ અહિં રોજ;
આપ સમાં ગણશો ન અન્યને, બહુ કીધે ઘટશે નિજ ઓજ !'
મેણું મસ માર્યા 'તું હું' કહિ, તનયાને તતડાંવી તર્ત;
ઝઘડો ભાભી નણંદનો ઝટ પછિ ઝેર ભર્યો પડિયો મુજ સર્ત. ૧૦
વચમાં પડિ સાચી શીખામણ સંભળાવી વહુને મેં સાર;
રડિને રાતી થઇ બોલી વહુ, 'બે મળિ મુજને મારો માર !
સંપ કરી મા દિકરી મુજને, સંતાપો છો અહિં દિન રાત;
જઇશ પિયર કાંસે હું મારે, પછિ સુખ ભોગવજો ભલિ ભાત !' ૧૧
અંગૂઠી સોનાની એણે, આપ તણી આપેલી કાલ-
ખોઇ જોઇ મેં રોઇ એ પછી, નથિ ઝાઝું કહેવામાં માલ;
તેર વર્ષની ત્રિયાધર્મમાં, આવિ દિસે માતેલી મસ્ત;
વધી ઉકરડા પેઠ ઝડપથી, પૂર્ણ વડયે વિધ વિધની વસ્ત. ૧૨
વણછોઇ§ લાગ્યે જેમ વધે નહિ, સમ સુત રોજ સુકાતો જાય;
એકાદશ વર્ષતણો છે પણ, ઉમ્મર આઠતણીજ કળાય;
ખાનપાન દઉં પુષ્ટકારી પણ, દુષ્ટ દૈવ મુજ છે વિપરીત;
ગુણવંતો કાંગડુ કણ છે હજિ, સમજે નહિ સંસારી પ્રીત ! ૧૩
મૂષક મનીને જોઇ ટકે નહિ, તેમ તનુજ દેખી નિજ દાર,†
દોટ મૂકિ દોડે ઘરથી ત્યાં કેમ પડે બાબાપર ભાર ?
લેખું એનું લેશ ગણે નહિ, ભેળાં કદિ મહાભાગ્યે થાય;

---

x ગુપ્ત રીતે જોવું તે. ÷ જુવેછે. § ઓળો. (નાના છોડ પાસે મોટું ઝાડ આવેલું હોય છે તો તે પેલાં મોટા ઝાડનો ઓળો પડવાથી વધી શકતું નથી. ગુણવંતને વહુનો વણછો લાગ્યો હોય એવી ઉત્પ્રેક્ષા કરેછે.) † સ્ત્રી-વહુ

છીંકારો છાકેલિ કરે તવ, હબકી સુત આઘો થઇ જાય!! ૧૪
આ રીતે વીતે દુખ દહાડી, કહ્યું મેં આપ સમીપ બહુ વાર;
છળે છે છાતી મારી પ્રિય, નભશે કયમ સુતનો સંસાર!
વેવાઈ વેવાણની આગળ, વદું શાં વેણ વિશેષ પ્રકાર?
વહુએ વાત વધારી કહિને, વેર વધાર્યું છે નિર્ધાર. ૧૫

સુતા સરસ્વતી શોકસિંધુમાં, ડૂબેલી મુજને દેખાય;
ખેદ ઉંડો કે રોગ ભૂંડો છે, તેથી પેટ ભરી નવ ખાય;
મ્લાન* મુખ દિસે છે એનું, જેનું કારણ કંઇ ન કળાય;
આપું છું સુખ મનમાન્યું પણ, ઉરથી એ અદકી અકળાય. ૧૬

ત્રણ આણાં જઇ આવિ સાસરે, ત્રણ ભવનું દુખ દીઠું ત્યાંહિ;
સાસુ નણંદ શિકોતરિયોએ, પેટ પાણી પડવા દિધ નાહિ;
સહનશીળ છે સુતા આપણી, તોપણ્ય દુખનીથી તપિ તેહ;
વટમાં× રહિ વદિ નવ અહિં કશુએ, પણ દુર્બળ દીઠી બહુ દેહ. ૧૭

ચર્ચા એના ઘરની સઘળી, ચારૂમતિએ લખિ હતિ અત્ર;
દેવરામની દીકરિ મોટી, જે પરણેલી છે પ્રિય તત્ર;
માસ નવથિ આણું નવ આવ્યું, કારણ એવું શું કહેવાય;
દહાડે પાડે થઈ દીકરી, રાખતાં અહિં મન લજવાય. ૧૮

પુત્રપુત્રીની પીડે મારા પિંડ વિષે અકળામણ છેક;
વધિ છે બિબરો ક્યાં હું કાઢું, દેખું દુઃખ વધતું અકેક;
કરે છૂટકો કર્ત્તા જો કદિ, માનું હું મોટો આભાર;"
વદિ ગૌતમ ગેહીની એવું પછિ, વર્ષાવી દગથી જળધાર, ૧૯

* ઝાંખું-કરમાયલું. × મર્યાદામાં, ટેકમાં.

## ચોપાઈ.

વનિતાથી ગૃહદુઃખ સાંભળી, ગૌતમરામ કહે કળકળી;
"હાથ કર્યાં હૈયે વાગિયાં, વાવ્યાં તેવાં ફળ લાગિયાં. ૨૦
આક વાવિ આંબાની આશ-રાખિશ નહિ વળગી વિશ્વાસ;
કૌચ વાવિ ફળવા કેવડો, લોભ ન રાખ અરે એવડો! ૨૧
લઘુવયલગ્ન લહાવનું બીજ-વાવી સંતતિસુખ નકીજ-
ઈચ્છિશ નહિ એ રીતે અરે, જોજે દૈવ હવે શું કરે! ૨૨
અંકુર* બીજતણાં દેખિને, બીએછ કયમ મન દુખ લેખિને!!
વૃક્ષ થશે ફળ ફળશે યદા, જીવિશ તો જોઇશ તું કદા! ૨૩
સુત વિદ્યા ભણવાપર લક્ષ-રાખે નવ યત્ન કરૂં લક્ષ;
સુતાભ્યાસ† કાચો બહુ રહ્યા, કરાવેલ જળપૂરમાં વહ્યો! ૨૪
આટો ખાવો ભસવું જેમ, પરણ્યા પછી સુધરવું તેમ;
માટે ઊનું ખાતાં મુખ, દાઝે તેનું ન ધરો દુઃખ!" ૨૫
આમ દંપતી દુખનિ વાત-કરેછ એવે મહાઉત્પાત-
થયો પોળમાં વળિયો રોળ, ઘર ઘર સૌ મન પેઠો ઘોળ. ૨૬
કુળાપીટ ઓચિંતી હવી, વાત નીપજી વિપરીત નવી;
ઓચિંતું શુણિને આક્રંદ, માનવીં મન પડિયાં ઝટ મંદ. ૨૭
ગૌતમ પાર્વતી શુણિ પોકાર, ધ્રાંસ ભર્યાં ધસિયાં ઘરબ્હાર;
નગરશેઠ કેરે આંગણે, ગજબ રેલિયો સૌ ઉર હણે. ૨૮
વિવિધ વાત ચર્ચે નરનાર, જેવો જે ઉરનો ઉદ્દગાર;
એક કહે 'રૂઠયા બહુ રામ, થયું વડું વિપરીત એ ઠામ,' ૨૯
બીજો કહે 'દૈવનો કોપ, ફનાકારિ આ ફૂટી તોપ!'
કહે ત્રીજો 'વ્યાપ્યો કળિ ક્રૂર, અન્યા' આવો હતો જરૂર.' ૩૦

---

* કણગો. † છાકરીનો અભ્યાસ. (સુતા+અભ્યાસ.)

ચોથો કહે 'ચોરીમાં ખરે, રંડાપો રેલ્યો અહિં અરે !'
કહે પાંચમો '"દાટયા ભૂલે, લખ્યા ન ભૂલે" જન શું ફુલે !' ૩૧
લલના લોચન ભરી કહે એક, 'બગાડયું છોકરિ કેરૂં છેક;'
બીજી કહે 'બાઇ ! કાળો કેર, વર્ત્તાણો વિમળશા ઘેર.' ૩૨
ત્રીજી કહે 'સખિ ! આ સંસાર, કન્યા કેમ ઉતરશે પાર.'
ચોથી કહે 'વિમળાસુખ સર્વ, ધૂળ મળ્યાં પરવાર્યાં પર્વ !' ૩૩
પાંચમી કહે 'પૂર્વનાં પાપ, ઉદય થયાં જે કીધ અમાપ;'
છઠ્ઠી કહે 'છઠ્ઠીના લેખ, મટે ન એમાં નહિ મીનમેખ.' ૩૪
વધ. એક 'પહેલા પહોરમાં, વાત શુણી સોરાસોરમાં,
વરનો પત્તો ખાતો નથી, થાકયાં માણસ મસ અહિં મથી.' ૩૫
બીજો કહે 'અરે શું કહું; ગૂમ થયો વર જાણી સહૂ,
ખોળ કરી ખાંતે સૌ વળ્યું, બીજો પહોર વીત્યો ના વળ્યું.' ૩૬
ત્રીજો કહે 'તળ ઊપર થતાં, પ્રહર ત્રીજો તજવિજમાં જતાં
વરમુડદું મળિયું વાવમાં, દુષ્ટે કાર્ય કર્યું દાવમાં.' ૩૭
ચોથો કહે 'ચૂંથો શું વાત ! થઇ ઘરેણાં માટે ઘાત ! !
લાલચથી લાખેણો પ્રાણ લીધો કો લુચ્ચે નિર્વાણ.' ૩૮
કહે પાંચમો 'શિવ શિવ અરે ! બાળા પાંચ વરસની વરે
રદ કરિ કર આગી ગઇ રાત, ભવ બાધો ઉપજાવી અશાત* !' ૩૯
આમ લોક ચર્ચા થાયછે, ત્રાહિ ! ત્રાહિ ! ત્યાં વર્ત્તાય છે;
વિમળ શેઠ માથું કૂટતો, ઉર જેને અગ્નિ ઊઠતો. ૪૦
વિમળા વિવિધ કરેછ વિલાપ, 'પ્રગટયાં કિયા જનમનાં પાપ !'
જટિયાં વીંખે ને ભૂ પડે, ધક જેનું દુઃખિ નથિ ધડે. ૪૧

* પીડા–દુઃખ. (શાતા નહિ તે.)

વર્ધમાન વર કેરો બાપ, 'હાય! હાય! ઓ મારા બાપ!!!'
કરિ પોકાર કરે ક્લેશનો, કહે 'સુત ડાઘ દિધો મેશનો!' ૪૨
સગાં સાગવાંનો દુખશોર, શુણિ વર્ષે આંખે જળઝોર;
કરુણાજળ-અર્ણવ× રેલિયો, શોકસિંધુ સધળે ફેલિયો. ૪૩

**દોહરા.**

પેરપેરની વાતથી કેરનું કારણ માત્ર
સમજાવ્યું સંકેતમાં, મુઓ શેઠ જમાત્ર.÷ ૪૪
વિમળશાહ વહેવારિયો, વડો દેશ વિખ્યાત,
આડત‡ જેની અવનિમાં, ભારતમાં ભલિ ભાત. ૪૫
ધારાનો ધનવાન તે, નગરશેઠ નિર્ધાર,
હુંડી વસ્તી વન વિષે, જેની થાય સ્વીકાર. ૪૬
સંતતિ માંહિ સુતા હતી, મોંઘી એકની એક;
સાત વાંઝિયા બારની, ગણતો સુત સમ નેક. ૪૭
દશ પંચોજે§ દીકરી, દીઠી પ્રગટી દ્રષ્ટ;
આનંદી એથી અતિ, ગણતો શુભ અદષ્ટ. ૪૮
વિમળ અને વિમળા મળી, વિવાહનો સંકેત;
લહાવો લેવા ઝટ કર્યો, આણિ સુતાપર હેત. ૪૯
'અરે! વૃદ્ધ વય આપણું, નથિ પળનો નિર્ધાર;
પુત્રીને પરણાવિને સુખ લઇએ સંસાર. ૫૦
અઢળખત આપણિ છે ઘણી, ઘણિ તેનો નથી કોઇ;
જમાઇ ઝટપટ મેળવી, જાઇએ સુખ અહિં જોઇ. ૫૧

---

× સમુદ્ર. ÷ જમાતા-જમાઇ. ‡ આડત-માત્ર જેના નામથી પણ લેવડ દેવડ ચાલે એવી શાખ. § પચાસ વર્ષે.

સુતાજમાઇનું જોડલું, રમતું જમતું ઘેર,
જોવામાં ખુશિ છે ખરી, એ સુખ મોટું મેર!' ૫૨
આમ અનેક વિચાર કરિ, કરી ત્વરા તે વેળ;
સાત વર્ષના વર થકી, મેળવિયો ઝટ મેળ. ૫૩
સમારંભ કીધો ઘણો, લગનતણો અતિ સાર;
મંડપ મોટો બાંધિને, રંગી રૂડાં દ્વાર. ૫૪
કોડે લખિ કંકોતરી, દેશ વિદેશ અપાર;
નોંતરિયા નૃપ લગ્નમાં, સહિત સુબા સરદાર. ૫૫
વૈશાખી પૂનમ તણું, કર્યું સુતાનું લગ્ન;
વદ પડવે હદ વળિ ગઈ, રદ થયું સુખ થઇ ભગ્ન! ૫૬
અલંકાર અંગ લાખના, વરવધુ પરના જોઇ,
ચળ્યું ચિત કો ચાંડાળનું, પાપી નજર પટ પ્રોઇ. ૫૭
લલચાવીને લઇ ગયો, પુરથિ દૂર એકાંત;
ક્રૂર કર્મ કર્યું કારમું. નિર્દય થઇ નિર્ભ્રાંત. ૫૮
દૂચો દાબ્યાને મુખે, ટોટો પીશી તર્ત,
લીધ ઘરેણું ગંઠિયે, પ્રાણ હરી એક સર્ત. ૫૯
કાન તોડિ કડિવીંટલા, કાઢી લીધા ક્રૂર;
શિશુ હણવા શઠ લોભિયે, રે શું જણુંઃયું શૂર! ૬૦
ગોટપોટા કરિ પછી, બાંધી બહુ વિધ બંધ,
અવડ વાવમાં નાંખિયો, કાલો વર ધરિ કંધ! ૬૧
પડેલ પહેલા પહોરનો, જડયોજ ત્રીજે પહોર;
શબ વરનું આવ્યું વાવથી, થયો શહેરમાં શોર. ૬૨

ઉલટી મોટી મેદની, ધસ્યાં મનુષનાં વૃંદ;*
સાસૂ સસરો ઝટ ગયાં, કરંતાં અતિ આક્રંદ. ૬૩
વર્ધમાન વિહ્વળ થતો, દોડયો દેતો દોટ,
કહેતો મુખ 'હો દીકરા ! ખરી ખવાડી ખોટ !!' ૬૪
જમાઇ ભૂંડા હાલથી, મુઓ બાળિ એ વાર,
વિમળા ઊભેથી પડી, ન ખમાયે નિર્ધાર. ૬૫
આવી પાછી શુદ્ધિમાં, કરે રુદન અતિ ગાઢ;×
"પ્રભુ તેં પલંગ સુવાડિને, પાડયો ઊપર પહાડ ! ૬૬

## રાગ પરજ.

"પહાડ કીડી પર પાડયો રે, દોર† ડોળે÷ ધરી વાઢયો; ટેક.
હાય દેવ આ તેં શું કીધું, દીધું અમુલ્યક રત્ન;
લીધું ઝટ ઝડપી જમ હાથે, જાળવું શું કરિ જત્ન ! પહાડ૦ ૧
સુખડી સાત વાનીની આપી, હું ભૂખડિને સદ્ય,
કોળિયો ભરતાં માંહિ ઉડાવી, ટળવળું ભૂખે અદ્ય. પહાડ૦ ૨
ઉજળો દિવસ દર્શાવ્યો તેં હરિ, સોનાનો પ્રગટી સૂર;
દુખવાદળ દમ દોટ ચઢાવી, કેમ થયો ઝટ ક્રૂર ? પહાડ૦ ૩
આશ હતી ઉરમાં અતિ મીઠી, અમર મને હો ઇશ !
ત્રાસ દઇને નિરાશ કરી ઝટ, દઇ આ દુખનું વિષ !! પહાડ૦ ૪
ગઇ કાલે ઘર ગીત ગવાયાં, ઉછળ્યો અતિ આનંદ;
હાયપીટ થાયે આજે મન સૌનાં પડિયાં મંદ. પહાડ૦ ૫

---

* ટોળાં. × ઘણું-ઊંચેસ્વરે.) † લગ્નરૂપી દોર, બીજે અર્થે વર. ÷ પરણનારી પુત્રી રૂપી ડોળ.

લાડકિ મારી લેશ ન જાણે, પરણવું તે શા માટ;
રંડાવી પળ માત્ર મહીં એ દૈવ! શો વાળ્યો દાટ! પહાડ૦ ૬
કાલો વહાલો બનેલ કનૈયો, કોડામણો સુકુમાર;
મૂરતિયો મનગમતો તેનો, આજ વળ્યો સંહાર! પહાડ૦ ૭
જે મુખ જોઇ મોહી મનમાં અતિ, પૂર્ણ હું પામી પ્રમોદ,
તે મુખ જોઇ રોઇ મન હું છળું, હરિ આ શો તુજ ક્રોધ! પહાડ૦ ૮
રૂપ રસિક રઢિયાળું અનુપમ, જોઇ હું તૃપ્ત ન થાઉં;
વિરૂપ ગજબ ગુજરેલું જોઇ હું, ચિતથી ચમકી જાઉં!!! પહાડ૦ ૯
હાથ ઝલાવિ કરી ઓશિયાળી, સુતા સલૂણી સાર;
અલબેલી કાલી ઘેલીના–મુખમાં ધરિ અંગાર!! પહાડ૦ ૧૦
સુખ દુખ છે સમતોલે જેને, એવી અજાણી બાળ,
ભવિષ્ય તેને ભડકો ઉઠાડયો, કહેવાઇ પરમ કૃપાળ! પહાડ૦ ૧૧
હાય દૈવ! દુહિતાદુખ દેખી, દેહ ટકે ક્યમ પ્રાણ?
જોઝારી હું છું પરવારી, કાઢ સુખે મુજ ધાણ!! પહાડ૦ ૧૨
વજ્રનિ છાતી રાતી થઇ પણ, ફાટિ ન જૂદી થાય;
માર સુદર્શન મહેર કરી, જીવ ઝખ મારતો આ જાય! પહાડ૦ ૧૩
જમ કરતાં પણ જુલમી જનથી, જમાઇ હણાવ્યો આમ;
કાળથી ક્રૂર કરમ કર્યું જેણે, દીધો દિલમાં ડામ!! પહાડ૦ ૧૪
રદ થાવાનો રોગોજોગો, ક્યમ મેળવિયો આમ?
વિષ અમૃતરૂપે આપી પ્રભુ, મૃતવત કીધ તમામ. પહાડ૦" ૧૫–૮૧

દોહરા.

શુણિ વિલાપ વિમળા તણો, દિનકર* થઇ દિલગીર,

* સૂર્ય.

ફીકો પડિ ફકીરિ ધરી, ગયો મહોદધિ† તીર। ૮૨
વસુધાને× વૈરાગ્ય બહુ, પ્રગટ્યું આજ અભંગ,
અંબર÷ ભગવું ઓઢિને, ધાર્યો જોગણીરંગ। ૮૩

જોવો ન પડે ઝુલમ‡ આ, તેથિ હિમાંશુ* આજ,
બે ઘડી મોડો ઊગિયો, દિલ ધરિ દુઃસહ દાઝ। ૮૪
મેદિની માણસ માત્રની, શિથિળ થઇ ગઇ ગાત્ર;
શોકસિંધુમાં ડૂબિયાં, મળેલ માનવ માત્ર. ૮૫

કડકા થાયે કાળજું, એવિ કથા ભરિ ક્લેશ,
અટકાવું કથિ આટલી, લાભ ન જેમાં લેશ. ૮૬
સાર ગ્રહણ કરવા સરસ, પળવા સુખકર પંથ.
અસાર બાળવિવાહનો, દાખ્યો દુખકર પંથ, ૮૭
કાળો પડદો ક્લેશની વાત ઉપર ધરિ સદ્ય,
મૂળ કથા કરૂં ચાલતી, શુણજો શ્રોતા અદ્ય. ૮૮

## ચોપાઈ.

ગૌતમ કહે ઘરણીને "અરે, કાળો કેર થયો આ ખરે!
કારણ એનું શું તેં કળ્યું, ફળ એ બાળલગનનું ફળ્યું. ૮૯

---

† મહાસાગર. (સાયંકાળે આથમતા સૂર્ય ઉપરની આ દોહરામાં ઉત્પ્રેક્ષા કીધી છે. તેમજ એ વખતે ઘેરાં વાદળથી પૃથ્વી આચ્છાદિત થઇ હતી, તે ઉપર ૮૩ માં દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે પડયો હતો, એથી ચંદ્ર બે ઘડી મોડો ઊગ્યો; એ ઉપર ૮૪ મા દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે). × પૃથ્વીને. ÷ લુગડું. ‡ જુલમ. * ચંદ્ર. (હિમ-ઠંડાં+અંશુ-કિરણ.)

અહો આપણાં મોટાં ભાગ્ય, પ્રગટેલી ચોરીમાં આગ
બુઝાઇ ઝટ સુકૃત કો ફળે, હતી આપણી આ'વી વલે ! ૫૦

ગોબરૂં ગુણવંતાને હતું, નિપજત એમાં કંઇ પણ નવું;
પણ પણ રાખ્યું પ્રભુએ સદ્ય, વળી જાત નહિ તો દુખ હદ. ૫૧

શર્ણો વિઘ્ન કાંટાથી સર્યું, તોપણ દુખ છે ભવમાં* ભર્યું;
તેનું કારણ બાળવિવાહ, બાળે ભવ÷ બાધો દઇ દાહ. ૫૨

અનુભવ તેનો તુજ થાય છે, અલ્પમાંહિ અકળાઇ જાય છે;
હજી નિપજશે આગળ કશું, વિખ ભાવ્યા ભોજનમાં વસ્યું ! ૫૩

જીવિશ ઝાઝું તો તું દૃષ્ટ, લાભ હાનિ દેખિશ નિજ દૃષ્ટ;
નહિ તો સંતતિને તો નકી, ભોગવવાનું છે તુજ થકી !! ૫૪

લહાવો લેવાની લાલચે, માતપિત પુલકિત થઇ મચે;
રચે લગ્ન લઘુવય બાળનાં, પણ એ પગરણ છે આળનાં.” ૫૫

ગૌતમ સ્ત્રીશું વાત વિવેક-કરેછ તવ આવી-જન એક
કહે “ઉઠો ઝટ આણી વાર, ચાલો ચટપટ ન કરો વાર ૫૬
પદ્મનાથને નથિ પાંશરૂં, આવ્યું ઓચિંતું ફેરૂં;”
શુણિ આવું ગૌતમ પાર્વતી-દોડયાં ઝટ ગરવી કરિ ગતિ. ૫૭

પહોંચ્યાં વેવાઇ ઘર યદા, પોકરાણ શુણિયું ત્યાં તદા;
જોયું તો વેવાઇનો પ્રાણ, પામેલો દીઠો નિર્વાણ. ૫૮

જે વેવાઇની હતિ મન ઓથ, દેખી તેની દુખકર સોથ,
પાર્વતી ઉછળી લે છાજિયાં‡ ‘સુતને સુખ જરિ નવ છાજિયાં†!’ ૫૯

---

* સંસારમાં. ÷ જન્મારો. ‡ છાતીએ હાથ અફાળી કૂટવું તે.
† ટક્યાં.

રડારોળ ચાલી ત્યાં રહ્યો, કલેશ ન જાયે મુખથી કહ્યો;
મરણવિધિ કરિ ઝટ તે ઠોર, સ્મશાન શબ લીધું કરિ શોર. ૧૦૦
દહનક્રિયા કરિ થઇ દિલગીર, આવ્યા જન તટિનીx તીર;
સ્નાન કરી કરીને પરવર્યા, આવ્યા ખેદ ખચિત જે ખરા. ૧૦૧
દેખંતાંમાં દિન દશ ગયા, સગાં સ્નેહી તત્પર સૌ થયાં;
દિવસપાણી કરવાને કામ, નોતરિ નાત રાખવા નામ. ૧૦૨
કર્યો નાતમેળો ભલિ બાત, ફરતા ફરતી કરિ ત્રણ નાત;
લહાણું લાહ્યું દઇ દક્ષણા, જશ લીધો જેમાં નહિ મણા. ૧૦૩
કારજપાણી પૂરૂં થયું, પછિ સૌ સૌકેરે ઘર ગયું;
પડી તેહને જાણો પીડ, ભાગ્યું જેનું ત્યાં રહિ બીડ. ૧૦૪



x નદીકાંઠે.

# અધ્યાય ૫ મો.

## સરસ્વતી ને ભદ્રાની ગોઠડી.

### ચોપાયાની દેશી.

એક દિવસ એકાંત મેડિમાં અશાંત ઉરથી આપે,
સરસ્વતી બેઠી'તી શોકે, દિલનું દુખ બહુ વ્યાપે. ૧
પાણી પામ્યા વિણની કદળી* પીળી પડિ કરમાએ,
પ્રેમપાણી પતિનું નવ મળવે, હતિ એ એહ દશાએ. ૨
દિવેલ વિણ દીવો થઇ ઝાંખો, તેજ રહિત થઇ જાએ;
નાથસ્નેહ વિણ દેહદીપ, એવો એનો દેખાએ. ૩
શિશિર માંહિ દવ× પડવે §કુમુદની, કૃશ થઇ જ્યમ વિખરાએ,
પદ્મિની એ સાસરી દુખશોષે, દગ્ધ વિવર્ણ જણાએ. ૪
ઉષ્ણ શ્વાસ અકળામણનો અરવિંદમુખી÷ ત્યાં નાંખે;
રક્ત નેત્ર આંસૂ ભીંજેલાં, નવ જરિ અહિં તહિં ઝાંખે. ૫
એકતાર દુખવિચારમાં થઇ, ભાસે થયલી ઢગલી;
જાણે પારધીજાળ પડેલી, ન હોય શું મૃદુ† મૃગલી ! ૬
દશા આ'વી આંખમાં દીઠી આવતાં, ભદ્રા સર્ખીએ એને;
જન્મ થકી જળદૂધ સરીખો સ્નેહ હતો એ બેને. ૭

---

* કેળ. × હિમ-ઠાર. § પોયણી ÷ કમળવદની (અરવિંદ-મગ.) † કોમળ.

'એ'ની કેમ છે આમ ! આજ તુજ, આવી હું તુજ પાસે,
પણ નહિ પલક હલાવી પેખે, જડ પૂતળિવત્ ભાસે. ૮
બહુ માસે આવી તુજ મળવા, કેમ નવ મુખ મલકાવે!
દશા આ'વિમાં કેમ દીસે છે ? આંસૂ દગ* ડળકાવે. ૯
હું મળતી તુજને સારે તું, હર્ષપૂર ઉભરાતી;
દોટ દઇ મુજ કોટ વળગતી, ખુશિ મનમાં નવ માતી." ૧૦
સખીના સ્નેહ ભર્યા શબ્દો શુણિ, સરસ્વતી સજ થઇને
આંખ લોહિ× ઝટ આદર આપ્યો, બેઠી પાસે જઇને. ૧૧
ઉપરથી હસતું મુખ રાખી, પૂછી ખબરો પ્રીતે;
"એ'ની બહુ દા'ડે તું આવી, પૂર્ણ વર્ષ એક વીતે. ૧૨
તુજ વિણ ગમતું ન હતું મુજને, એથી અધિક ઉદાસી
પ્રગટી'તી તેમાં પરપીડા, પોળે પ્રગટ પ્રકાશી. ૧૩
વિમળશેઠની ચંદા ચટ લઇ, ચોરી ચઢિને રાંડી;
પદ્મનાથ વેવાઇ દેહ અહિં, ગયા પલકમાં છાંડી ! ૧૪
સુજનસિંહની સાત વર્ષની, દીકરિ દેવળદેનો
વર અપંગ બનિયો બળિયાથી, બળ્યો બધો ભવ એનો ! ૧૫
આવા બહુ ઉત્પાતસ્મરણ, એકાંત આજ સખિ મુજને
થઇને ઉદાસ કરી બહુ શું કહું, તારવિ એની તુજને. ૧૬
આજ મળ્યે તું મન બહુ હરખ્યું, ઉદાસિ થઇ ગઇ આળગી;
વ્યાધિ તુજ વિયોગે વહાલી, હતિ અંતરમાં વળગી. ૧૭
કહે કંચને કેમ છે એ'ની, એની વૃત્તિ એક છેની ?
જુવતીનું જોબન છે જીવન, પ્રીતિ જોઇએ જેની." ૧૮

* આંખે. × લૂછી નાખીને.

પ્રશ્નતણો ઉત્તર પુલકિત થઇ, સખીને ભદ્રા આપે;
સ્વામીનું સુખ સ્મરણ થતાં, લાલી મુખ પર શુભ વ્યાપે. ૧૯
"બેની! બહુ સુખ છે સ્વામીનું, મુજને કહું શું તુજને ?
સ્નેહતણા સાગર છે નાગર, બોલાવે હસિ મુજને. ૨૦
નયન નેહથી ભરિયાં નરખું, હરખું મુખ જોઇ હસતું;
વિનોદ વહાલ વધારિ કરે નિત, વદન વિલાસી વિલસતું.* ૨૧
દુર્લભ વસ્તુ સુલભ છે મુજને, વલ્લભકેરિ કૃપાથી;
નવાઇનીx નથિ નવાઇ÷ મારે, નથિ હું ઊણિ કશાથી. ૨૨
વહાલી' કહિ વાલમ બોલાવે, અધિક ઉમળકો આણી;
કેલી કલ્લોલ કરી રીઝાવે, વદી અમૃતવત્ વાણી. ૨૩
સતાર લઇ સંગીત ગવરાવે, સ્વર પૂરી સુખ આપે;
અથવા શીખવવા નવું મુજને, રાગ નવીન આલાપે. ૨૪
વય બત્રીસ વર્ષતણી મધ્યે, બત્રીશ લક્ષણ પહેલાં+
વપુમાં વર્ષથિ આગળ વધિને, આવી વસિયાં વહેલાં. ૨૫
સોળ કળા સંપૂર્ણ થવા હું, સોળ વરસની માંહે,
નાથ નવીન તરતીબ† કરે અતિ ટેક ધરીને સાંહે ૨૬

---

* શોભતું. x નવાઇની વસ્તુ. ÷ આશ્ચર્ય. (મારે નવાઇની વસ્તુની કશી નવાઇ નથી—મતલબ મને જે જોઇએ તે મનવાંછિત મળ્યું જાય છે.) + પેહેલેથીજ. શરીરમાં બત્રીશે લક્ષણ બત્રીશ વર્ષની ઉમર થતાં પેહેલાં આવી વસ્યાં છે. વય કરતાં લક્ષણ આગળ વધ્યાં છે—હ.) † સારી ગોઠવણ. (હું સોળ વર્ષમાં સોળે કળા સંપૂર્ણ થાઉં, માટે મારા પતિ નવી નવી યોજનાઓ કરેછે.)

જીવ એક બેનો જોડાણો, વપુ બે જોવા માત્ર;
પણ છૂટાં પડવું મુજ ન ગમે, પતિ છે પ્રેમનું પાત્ર. ૨૭
આવીશું અહિં પણ જીવ છે તહિં, શું કહું સૌ વિસ્તારી ?
તુજ લીધે પતિવિરહતાણી પણ, ગમન થશે સખિ મારી." ૨૮

## દોહરા.

મર્માંમુખ સુખશબ્દો સુણી, સરસ્વતીદુખઅંગાર,
પીડયા ઘૃતઘટ જેમ દ્રવે, અગ્નિમાં એ વાર! ૨૯
નાંખ્યો મહાનિઃશ્વાસ તવ, નયણે ભરિને નીર,
સ્તંભિત મૂર્છિત થઇ ગઇ, વાગ્યે વિરહનું તીર! ૩૦
વિષ વ્યાપ્યું કો કારમું, કે કરડયો વિષદંત,×
તેમ શિથિળ પડિ સુંદરી, સમીપ હોય જેમ અંત! ૩૧
દેખી અચાનક દુર્દશા, ભદ્રા થઇ ભયભીત;
'અકસ્માત આ શું થયું,' એમ વિચારે ચિત્ત. ૩૨
શ્વાસ ભરી ઉઠિ ઝડપથી, ભરિ લાવી જળજામ;
ખોળે મસ્તક લેઇને, છાંટયું ધરિને હામ. ૩૩
ખસનો પંખો બીંજવી, દોર્યો સુખદ સમીર+;
હોઠ ભીંજાવી ભાવથી, ગળે ઉતાર્યું નીર. ૩૪
સુખદ સરભરા એકઘડી, કીધી સખીની આમ;
સળવળિ આંખ ઉઘાડિ તવ, આવી સખીને હામ. ૩૫
"આમ શું છે દુખ અંતરે, હો સખિ મુજ સંગાત!
મુજ સુખ શુણુનાં શાથિ તુજ શિથિળ થઇ ગયાં ગાત ! ૩૬

× સર્પ + વાયુ.

ક્ષુધિત* સમીપ ભોજનતણું-વર્ણન કરતાં વાર
ક્ષુધિત+ બને જ્યમ તેમ તુજ નિરખી મેં નિર્ધાર. ૩૭
ભીતર દુખ અતિ ભારિ છે, નથિ એમાં સંદેહ;
મુગ્ધા† દુગ્ધામાં પડી, દગ્ધ દિસે તુજ દેહ. ૩૮
પંદર વર્ષનિ પદ્મની, જોબનરતમાં આજ,
દીસે છે ડોશી સમી, કળા વિહીન કુણ કાજ? ૩૯
બહાનાં બાહરનાં કહ્યાં, દિલ દુખનાં સખિ સોગ;
માનું ક્યમ ઉષ્ણોદકે,÷ આગ અચિંતી હોગ! ૪૦
કીડીચટકે કોઇ દિન, ચડે ન વિષ વપુમાંહિ;
બાવળશૂળે બરછીની, થાય બરાબરી નાહિ, ૪૧
માટે સખિ સાવધ થઇ, કહ્ય કાળજદુખ સ્પષ્ટ;
ઘટમાં ઘૂંટી રાખતાં, ટળે ન કદિએ કષ્ટ. ૪૨
અંતરાય કો વાતનો, મુજશું હે સાહેલિ!
નથિ રાખ્યો પણ આજ તેં, દગિને દૂંઠે ઠેલિ. ૪૩
આપ્તસ્નેહી|| આગળ સદા, સુખદુખ કથવું સધ;
જો મેં મુજ સુખ તુજ સમીપ, કહ્યું યથાસ્થિત અધ. ૪૪
દેવું, લેવું, ગુંજની કહેવી સુણવી વાત,
જમાડવું, જમવું છ એ, સ્નેહ ચિહ્ન ભલિ ભાત. ૪૫
આજ ચિહ્ન જૂદું દિઠું, તુજમાં વહાલી બેન;
પ્રેમ નેમ ક્યમ પાલટયો, ખરે શું બળગ્યું ખેન§! ૪૬

* ભૂખ્યું. + આતુર-ગભરાયલું. † જેને જુવાની ફુટતી અથવા નવી ફૂટેલી છે એવી સ્ત્રી. ÷ ઊનું પાણી. || સગું, વિશ્વાસુ. § નડતર-પીડા.

અંતરમાં અકળાઇને, ઉભરો ઉર રાખીશ;
શમશે દુખ નહિ એથિ પણ, વધશે દુખ દિનનિશ. ૪૭
સ્નેહપાત્રમાં ઠાલવે, થાય ઠીક સુખ એન;
ઉરનો ઉભરો નાકળ્યે, ચિતમાં પડશે ચેન. ૪૮
જો હું તુજ સખી સ્નેહનું ગણુતિ હોય સત્પાત્ર,
તો ઉભરો ઠાલવ, ન લવ,* લાગી સંશય માત્ર." ૪૯
સહિયરનાં શુણિ વેણ તે, સરસ્વતી ધરિ ધીર,
સ્થિર થઇ ઉભરો ઠાલવે, લૂછી લોચન નીર. ૫૦

રાગ વિવેક: વણઝારાનો.

"દિલનું દુઃખ હું શું કહું, સખિ મારીરે;
ભવ આ મુજ દુઃખ ભરેલ, કહું શું વિસ્તારીરે.
વૃથા જન્મ મેં અહિ ધર્યો, સખિ૦
અનુભવવા કૃત્ય કરેલ. કહું૦ ૧
પાપ ઉદે થયાં પૂર્વનાં; સખિ૦
દુઃખરત્ન ગણ્યો મુજ ભાગ્ય; કહું૦
બીજ પુરાં બહુ વાવિયાં, સખિ૦
ઊગ્યા વિરઅંકુર સુખજાગ્ય. કહું૦ ૨
આશા ઉમેદની હું ભરી, સખિ૦
ભાસે ભાવીમાં ભડકો ભરર; કહું૦
સુખની અભિલાષા ઘણી, સખિ૦
સરખો નથિ રસ્તો સભ્ય.× કહું૦ ૩

* લવારો કર, (તો ખરો ઉભરો ઠાલવ—જે ખરૂં હોય તે કહે, લવારો ન કર.) × સરખો.

મણિપર્વત મેં આનિયો, સખિ૦
પાસે જઈને પેખ્યો દવ દૃષ્ટ; કહું૦
અમૃતજળ જે ધારિયું, સખિ૦
પીયે પરમ હું પામી કષ્ટ. કહું૦
સુખ તુજને તે મુજ નથી, સખિ૦
ઉલટું એથી દુખ દીઠ; કહું૦
સાસરી મારી દુખ ભરી, સખિ૦
આણાં ત્રણમાં દીઠ અંગીઠ.* કહું૦
સાસુ શૂળી સરખી મળી, સખિ૦
નણદલ વિષમૂળી નેટ; કહું૦
પળ કળ વળવા દે નહિ, સખિ૦
પાણી પડવા નવ દે પેટ. કહું૦
ગજબ અજબ ગૂજારવા, સખિ૦
ગજા ઉપરાંત આપે કામ; કહું૦
વાંધા વિવિધ કાઢી વઢે, સખિ૦
ગાળ આપી દે દિલ ડામ. કહું૦
વિધવા નણંદ બાળરંડ છે, સખિ૦
જે જમદંડથી જુલમાત!! કહું૦
સાંધા વાંધામાં પૂરી, સખિ૦
ઉરમાં જેને ઉદમાત. કહું૦
મુજ પિયુ પણ પળ શાખવી, સખિ૦

* અંગીઠી (સોનાની ધાતુ ગળવા તપાવવાની સગડી, ધોંખ પાડવા માટે ખાડો ખોદી દેવતા સળગાવે છે તે.)

સાંધો મળવા નવ દે સાર; કહું૦
નાથ છે વયરૂપે રૂડો, સખિ૦
પણ ચિત્ત ચમકેલ અપાર, કહું૦ ૯
ટકે ન પગ પળ ઘર વિષે, સખિ૦
પતિ છે ભટકેલ ભમેલ; કહું૦
જ્ઞાન ને સાન કશી નથી, સખિ૦
દીસે ચમકેલ ચઢેલ. કહું૦ ૧૦
જેઠ બેય જમ દૂત છે, સખિ૦
ઘડી ઘડીમાં ભરાયે ભૂત; કહું૦
સસરો મિથ્યાભિમાની છે, સખિ૦
ચલવે ઘર તૂતેતૂત ! કહું૦ ૧૧
કો કોને નવ કહિ શકે, સખિ૦
આપી ન શકે સદ્‌બોધ; કહું૦
વાત કરંતાં વઢી પડે, સખિ૦
વસુ ઘટિયો, વાધ્યો વિરોધ. કહું૦ ૧૨
આવી સાસરી સાંપડી, સખિ૦
તેનો સુખરૂપ શો પરિણામ ? કહું૦
કોએ કેળ, કોએ કૌવચ, સખિ૦
આકે* હોય ન કદિયે આમ.÷ કહું૦ ૧૩
મહિયરમાં મને પાંશરૂં, સખિ૦
લાગતું નથિ રે લવલેશ; કહું૦
ભાભી લક્ષ્મી લાડકી, સખિ૦
પેઠી પિયર અલછx ભરી ક્લેશ. કહું૦ ૧૪

* આકડાએ. ÷ આંબો—કેરી. x અલક્ષ્મી—દરિદ્રતા.

મનનું માન્યું તે કરે, સખિ૦
ગણે મુજ ભાઇને તૃણ તોલ! કહું૦
લાજ અને મરજાદનો, સખિ૦
અંશ એમાં નથીજ અઘોળ. કહું૦ ૧૫
સામી પ્રીત મુજશું દિસે, સખિ૦
દેખે ડાકણ કેરી દષ્ટ; કહું૦
માત પિતા વૃદ્ધ છે થયાં, સખિ૦
લખ્યું કષ્ટ શું મુજ અદષ્ટ?! કહું૦ ૧૬
એક વરસ અહિં વીતિયું, સખિ૦
આણું આવ્યું ન તોય અદ્યાપિ; કહું૦
એથિ પિતા માતામને, સખિ૦
વાત વિવેકની છે વ્યાપિ. કહું૦ ૧૭
તેથિ મને પેલે દિને, સખિ૦
મોકલશે સાસરિયે સદ્ય; કહું૦
પણ પણ મારૂં ત્યાં હવે, સખિ૦
રહેશે શું? વિચારૂં અદ્ય. કહું૦ ૧૮
આ દુઃખ ને આ વિચારમાં, સખિ૦
ચઇ દગ્ધ ભુલી હતી ભાન; કહું૦
પડદો ખોલી પેટનો, સખિ મારીરે
આપ્યું આ મેં મુજદુખ ગાન. કહું શું વિસ્તારીરે" ૧૯-૬૯

## મોતીદામ છંદ.

સરસ્વતી દુઃખ સુણી સર્ખાં કાન,
ઉદાસ બની પલટી વપુ વાન;

થઈ દુખિ ને દ્રવિ* તે તતકાળ;
ચઢી ચિત લ્હેર ડસ્યો જ્યમ નાગ+ ૭૦
અહો ! નવનીતથી† કોમળ ઉર,
દિસે જગ સજ્જનનું ભરપૂર;
દ્રવે નિજ તાપ ચડે નવનીત,
ગળે પરપીડથિ સુજ્ઞ ખચીત. ૭૧
ખચિત થયો સખીને અતિ ખેદ,
નિસાસ મુકી ધરિયો નિરવેદ÷;
તથાપિ તપાસિ ત્યહાં તક-તેહ,
થઈ ઝટ સ્વસ્થ× સ્મરી ઉરસ્નેહ. ૭૨
સનેહી ખરૂં દુખમાં દઈ ધીર,
હરે ઉરદાહ સિંચી સુખ નીર;
ખરે શુભ ધર્મ ઉરે ધરિ એહ,
સરસ્વતીને સખી તે પછિ કેહ. ૭૩
“ અહોમુજ બેની ! ધરી ધીર સાર,
કથું કંઈ જે ઉર તે તું ઉતાર;
નકી ભવ નાટકરૂપ નિહાળ,
હિયે વિધઈ વેષ પ્રભુ પ્રતિપાળ. ૭૪

* પીગળી-ઝમી. (દ્રવવું-ઝમવું, પીગળવું) + સાપ. † માખણ. (સજ્જનનું હૃદય માખણ કરતાં પણ વધારે કોમળ છે; કારણકે માખણને પોતાને તાપ અડેથી તે પીગળેછે, પણ સજ્જન તો પારકે તાપે-દુખે પીગળેછે.) ÷ નિર્વેદ-ઉદાસી, વૈરાગ્ય. × જાગ્રત-હુશિયાર. ‖ જુદો જુદો-તરેહવાર.

ભજાવિ શકે દિધિ વેષ સુપેર,
રિઝે પ્રભુ પ્રેમ ધરે કરિ મ્હેર;
પરાક્રમીને કપરૂં દઈ કામ,
જુએ નીર એનું તપાસિ તમામ. ૭૫
ખરો નથિ ખેલ સદા નભનારો;
અનિશ્ચિત છે જનને કસનાર;
કસોટિ ચઢી બની કાયર છેક,
તજીશ ન બેન કદા સુવિવેક. ૭૬
ધરી દ્રઢ વેષ પ્રર્યાતણી ટેક,
બજાવ ભલી વિધ તું હરિનેક;
થશે પ્રભુ તેથી પ્રસન્ન અપાર,
રૂડું કરશે તુજ તે કરતાર. ૭૭
શિખી સુધરી બની તું બહુ જાણુ,
ખરેખરી બત્રીશ* ચોસઠ ખાણુ;×
અહો ! અજમાવિ બતાવ તમામ,
બજાવ દિધું કપરૂં નિજ કામ. ૭૮
ક્ષમાતણું ખડ્ગ ધરી ધીરઢાલ,
હઠાવિશ દુઃખ દિસે દગ હાલ;
મીઠાં મુખ વેણુ પ્રીતિ શુભ નેણુ,
કરે વશ વિશ્વ સદા સુખદેણુ. ૭૯
સહીશ દુખો, વશ નમ્ર રહીશ,
કટુ સુણતાં પણ મૌન ગ્રહીશ,

* લક્ષણ. × કળા.

તદા દિન સ્વલ્પ તું જીત કરીશ,
કદાપિ ન કોઇ કરે ફરિ રીશ. ૮૦
નયે* કરિ નાવ થશે વશ બેન,
પ્રીતે શુભ સેવ સજે દિન રેન;
વિશેષ કહ્યું સખિ શું તું સમીપ,
દીપાવ સુજ્ઞાનતણો તુજ દીપ. ૮૧

દોહરા.

ચોદ જાણુને ચાર શું, કહે સમજાવી બેન!
ચતુરા ચિંતા દૂર કરિ, તજ તુજ અંતરમાં ચેન. ૮૨
શૂર પરીક્ષા સમરંછે, ધીર પરીક્ષા દુઃખ;
જેથકી જન જય કરે, ભય દુખ સમજી સુખ. ૮૩
કાં નર કે કાં નારીએ, નિજ શિર નિર્મિત વેપ
ભજ્યો ભંગ થયા વિના, વેઠિ વિપત્તિ વિશેષ, ૮૪
તો તેનાં અવિચળ રહ્યાં, આ અચળામાં× નામ;
દુખદરિયો તરી જય કરી, પામ્યાં સુખ અભિરામ. ૮૫
સીતા, કુંતા, દ્રૌપદી, દમયંતી સતીસાર,
લીલાવતી લક્ષ્મણવતી, સહ્યું દુખ આ સંસાર, ૮૬
તેનાં ચરિત તપાસિને, બોધ ગ્રહણ કર બેન:
ભજન ભાવી લખ્યું ભાવથી, સુખદુખ ધ્રુવ‡ અહિં છે ન. ૮૭
ભદ્રા સખીએ ભાવથી, કરિને બહુ ઉપદેશ,
શાંત પમાડી સરસ્વતી, ટાળી ફરતો કલેશ. ૮૮

* નીતિ. † સંગ્રામ-યુદ્ધ. × પૃથ્વીમાં. ‡ નિશ્ચય-ટકી રહે-નારૂં, અચળ.

# અધ્યાય ૬ ઠ્ઠો.

## સરસ્વતીને સાસરામાં વીતેલાં વીતક.

### ચોપાઈ.

સાસરિયે સરસ્વતી ધરી ધીર, સહેછે દુખ બોજને નિજ શીર;
પિયર પાણી ગગરો નથિ ભર્યું, પાણિયારૂં ભરવું અહિં ઠર્યું. ૧
નથિ પારોર દળ્યું જેણિયે, તોલું એક દળવું તેણિયે,
નિચોવ્યું નથિ નિજ વસ્ત્ર કદાચ, ધોવાં ગાંસડિ અત્ર સદાય. ૨
વીણવું ઝાટકવું વાળવું, ખાંડવું ખંખેરવું ચાળવું,
એઠાં અબોટ કરવાં સાર, જંપ ન જુવતીને પળવાર. ૩
સખત મજૂરીના કેદિને, જે શિક્ષા હોય ન કો દિને,
તેવી સહે ને વહે સરસ્વતી, ડગે ન દુખથી પણ પા રતી. ૪
આજ્ઞાધીન અદકી રહે આપ, તપે ન તરછોડે ધરિ તાપ;
હસતે મુખ ઉત્તર આપતી, વઢે ન રિશ જેને વ્યાપતી. ૫
તોપણ તેને કરવા જેર, સાસુનણંદ કરે બહુ કેર,
વાંધા કાઢીને બહુ વઢે, નમ્ર રીત રાખે પણ નડે. ૬
સાસુ ઉર સમજેછે એમ,'વહુને દુખ દઇએ બહુ જેમ,
તેમ કરપ મારો બહુ પડે, માથે એ કદિયે નવ ચઢે.' ૭
નણંદ પણ એવું લેખતી, 'ચક્ષણ ભાભિનું ન ચઢે રતી;'
એથી મા દીકરિ દરરોજ, અસહ્ય વહુપર નાંખે બોજ. ૮
વિનયવેલી વશવર્તિની વહૂ, પ્રેમ નેમ સમજે જે સહૂ,
કોમળ હૃદયની કપટ રહિત, ઇચ્છે જે સૌનું ઉર હિત, ૯

તદા દિન સ્વલ્પ તું જીત કરીશ,
કદાપિ ન કોઇ કરે ફરિ રીશ; ૮૦
નયે* કરિ નાવ થશે વશ બેન,
પ્રીતે શુભ સેવ સજે દિન રેન;
વિશેષ કહ્યું સખિ શું તું સમીપ,
દીપાવ સુજ્ઞાનતણો તુજ દીપ. ૮૧

દોહરા.

ચોદ જાણુને ચાર શું, કહે સમજાવી બેન!
ચતુરા ચિંતા દૂર કરિ, તજ તુજ અવળાં ચેન. ૮૨
શૂર પરીક્ષા સમરાંછે, ધીર પરીક્ષા દુઃખ;
જે વણા જન જય કરે, ભય દુખ સમજી સુખ. ૮૩
કાં નર કે કાં નારીએ, નિજ શિર નિમિત વેષ
ભજ્યો ભંગ થયા વિના, વેઠિ વિપત્તિ વિશેષ, ૮૪
તો તેનાં અવિચળ રહ્યાં, આ અચળામાંx નામ;
દુખદરિયો તરી જય કરી, પામ્યાં સુખ અભિરામ. ૮૫
સીતા, કુંતા, દ્રૌપદી, દમયંતી સતીસાર,
લીલાવતી લક્ષણવતી, સહ્યું દુખ આ સંસાર, ૮૬
તેનાં ચરિત તપાસિને, બોધ ગ્રહણ કર બેન;
ભજન ભાવી લગ્યું ભાવથી, સુખદુખ ધ્રુવ‡ અહિં છે ન. ૮૭
ભદ્રા સખીએ ભાવથી, કરિને બહુ ઉપદેશ,
શાંત પમાડી સરસ્વતી, ટાળી ઉરનો ક્લેશ. ૮૮

* નીતિ. † સંગ્રામ-યુદ્ધ. x પૃથ્વીમાં. ‡ નિશ્ચય-ટકી રહેનારૂ, અચળ.

# અધ્યાય ૬ ઠ્ઠો.

## સરસ્વતીને સાસરામાં વીતેલાં વીતક.

ચોપાઈ.

સાસરિયે સરસ્વતી ધરી ધીર, સહેછે દુખ ઓજને નિજ શીર:
પિયર પાણી ગગરો નથિ ભર્યું, પાણિયારૂં ભરવું અહિં ઠર્યું. ૧
નથિ પાશેર દળ્યું જેણિયે, તોલું એક દળવું તેણિયે,
નિચોવ્યું નથિ નિજ વસ્ત્ર કદાય, ધોવાં ગાંસડિ અત્ર સદાય. ૨
વીણવું ઝાટકવું વાળવું, ખાંડવું ખંખેરવું ચાળવું,
એઠાં અબોટ કરવાં સાર, જંપ ન જુવતીને પળવાર. ૩
સખત મજૂરીના કેદિને, જે શિક્ષા હોય ન કો દિને,
તેવી સહે ને વહે સરસ્વતી, ડગે ન દુખથી પણ પા રતી. ૪
આજ્ઞાધીન અટકી રહે આપ, તપે ન તરછોડે ધરિ તાપ;
હસતે મુખ ઉત્તર આપતી, વઢે ન રિસ જેને વ્યાપતી. ૫
તોપણ તેને કરવા જેર, સાસુનણંદ કરે બહુ કેર,
વાંધા કાઢીને બહુ વઢે, નમ્ર રીત રાખે પણ નડે. ૬
સાસુ ઉર સમજેછે એમ,'વહુને દુખ દઇએ બહુ જેમ,
તેમ કરપ મારો બહુ પડે, માથે એ કદિયે નવ ચઢે.' ૭
નણંદ પણ એવું લેખતી, 'ચસણ બાનિતું ન ચઢે રતી;'
એથી મા દીકરિ દરરોજ, અસહ્ય વહુપર નાંખે બોજ. ૮
વિનયવેલી વશવર્તિની વહૂ, પ્રેમ નેમ સમજે જે સહૂ,
કોમળ હૃદયની કપટ રહિત, ઇચ્છે જે સૌનું ઉર હિત, ૯

તેવીને વશ કરવા માટે, સાસુ નણંદ રચે બહુ ઘાટ;
વશ કરવો કરિ* મદઝર હોય, તેવો તાલ રચે એ સોય. ૧૦
રોગરહિતને દેવો રેચ, પાપરહિતશું રચવો પેચ,
ઉપાય તેવા સાસુનણંદ, આદરતી નરતીx થઈ અંધ. ૧૧

### ચોપાયાની દેશી.

નણંદ એક દિન નાક ફૂલાવી; છણકો કરિ કહે એવું;
"જબરા હત્તે જળ ભરવા તો, થાશે અહિં જોવા જેવું! ૧૨
ધોતાં ને પાણી ભરતાં ભવ જાય વહી તુજ રોજે,
ઠમક ઠમક કરતાં પગ ધરતાં; આ ઘરમાં નહિ ઓજે!" ૧૩
મલકતે મુખ શાંત ચિત્તથી, સરસ્વતી ઉત્તર આપે;
"નણુદસ ડાહ્યાં થઈને વદવું, આમ ઘટે નહિ આપે.†" ૧૪
"ડાહ્યાં ને ગાંડાં કરતી રહે, છાની અરે છબીલી!
જીભ સુવાગજની છે તારી, હળિ પડિ થા નવ ઢીલી! ૧૫
ઘડે ઘણા ગોબા ક્યાં પાડયા, દોરડું નવું ઘસિ નાંખ્યું;
જીવ નથી વશ ભરતાં પાણી, એવું શું ત્યાં ઝાંખ્યું?" ૧૬
નણુદી નખશિખ જવાળ ઉઠે ત્યમ, વદિ દુઃસહ દુર્વાક્ય;
સરસ્વતી સહન કરી જઇ બોલી, શમતા ધરી સુવાક્ય. ૧૭
"બેન આમ શું બોલો બળ કરિ, વિપરીત વાંકાં વેણ;
ઘડે નથી ગોબા મેં પાડયા, નથિ નિરખ્યું કંઇ નેણ. ૧૮
નીચું ન્યાળી શ્રમ કરૂં છું, ગજા પ્રમાણે સમતું;
સાચું બોલું સમ ખાઇ પણ નસીબ દિસે મુજ નમતું! ૧૯

* હાથી, x નરસી-નઠારી. † પોતે-તમારે. ( તમારે આમ બોલવું ઘટતું નથી.)

કુવે વેગળે જતાં આવતાં, વાર થાય જરિ ઝાઝી;
જાણો છો તે છતાં વદો છો, જાણું મરિયે લાજી !" ૨૦
"લાજવંતની દીકરી દીઠી, લટકાળી રહે છાની !
ઘૂંઘટમાં ઘર ઘાલે એવી, પાછી ન ધરે પાની ! ! ૨૧
ઊંચે જીવે કામ કર્યામાં, ઘડો ન દીઠો ઘરથી;
મેળ ન મેળવિ જાણ્યો મમતે, વીપરીત થઇને વરથી ! ! !" ૨૨
વિષ વ્યાપે એવાં કટુ વચનો, નણંદી ઉચરી જ્યારે;
સરસ્વતિ અતિ અકળાઇ વદી, નિજ ભ્રમરે ચઢાવી ત્યારે. ૨૩
"બોલો મા અવળું રીતિથી, નીતિ માર્ગ વિચારો,
ભાવે તેવું જ્યમ ભક્ષો સમ મુખ આવ્યું ઉચ્ચારો. ૨૪
એ નથિ ઘાટે તમારો નણદી, માપે રહિને વદજો;
માપ ઘટે મર્યાદાકેરી તોડી નાખો હદ જો." ૨૫
આટલું વદતાં મણનું મોં કરિ, બબડતિ ફફડતિ બાળી,
ચટકો ચિત્તમાં ધરિ ધુંધવાતી, ચોક વિશેથી ચાલી. ૨૬
તૂટિ ખાટમાં પડિ ઓરડિમાં, ગોટપોટ થઇ તૃષ્ણા;
"કેમ બેન શું થયું છે" કહેની, આવી ઊભા કૃષ્ણા. ૨૭
ઉત્તર નવ આપ્યો બોલાવે, તવ ઓઢણું કરિ ઊચું;
જોયું તો દીકરિ દિલમાં કંઇ, જાણે દીઠું ઘૂંચ્યું. ૨૮
"બા, બેટા, શું છે !" કહિ પૂછ્યું, દીકરિને પંપાળી;
તરછોડીને પાસું ફેરવ્યું, જોયું ન જરિએ બાળી. ૨૯
ડુસકાં ભરિને દમ તાણ્યો, ઘટ ઘાયલ થયું જેમ દીસે;
ઝેર સરીખું મુખ કીધું અતિ, ભરાઇ નવતર રીસે. ૩૦

'કોણે દૂભી કહે દીકરિ તું, તેને હું દેખાડું।
લૂલિ× હલાવી હોય તેનિ હું, મુખથી ખેંચી કાઢું।।" ૩૧
અડબડતી બોલી તૃષ્ણા તવ, "બહુબાલે શું થાય?
થતું હોય તો તો નિત આવડું, શાનું કદિએ થાય? ૩૨
નખ જેટલી આવેલિ કાલની, મગમાંથી પગ કાઢી,
બોલે શાનું આંખ કાઢિ, હહણી ઘોડાની લાડી!". ૩૩
દીકરિતું દુખ કારણ વહુ ગણિ, ધણિ રીશ ઉરમાં આણી,
હડકાઇ કૂતરિવત્ દોડી, વહુ પાસે વદિ વાણી. ૩૪

## હરિગીત છંદ.

"વંઠેલ વ્હાલાંમોઇ ઓ, છાકેલી બહુ ગામની।
લાતો કહે ક્યમ નાંખિ રહિછે, આમ તરફ તમામની?
કરડકણિ કૂતરિ પેઠ ડાચાં, નાંખતી સૌને ફરે,
નથિ ઓશિયાળી તારી તૃષ્ણા, કે સહન તારૂં કરે. ૩૫
પગ ભાગવા પડશેજ તારા, ધખ ધરે છે પાપણી।
દેઇશ જિભે તુજ ડામ તોડી દાંત તારા સાપણી।
નંદાતણી† વહુ બહુ છકી, ઘડું તેહ ભરવા જો ગઇ।
મોટાતણી મહિયર સડે પડિ, આંતીપોતી ત્યાં લઇ. ૩૬
કંઠે કુંપો ધરિ પ્રાણ કાઢે, ખાસડું શું ફાટિયું?
નંદો નવી વહુ લાવશે, દેવાઇ ગયું નથિ પાટિયું?।
મોટા ફરી પરણાવવાને, વાર નથિ કરવી કશી,

× જીભ. (કરડાકીમાં બોલાયછે.) † નંદાના છોકરાનું નામ.

'બઇ બોર ને સરગવા' કરશે,* પિયરમાં વિપતે વસી; ૩૭
મેં વરસ એકથિ તારિ કાસળ, કાઢિ'તી એ કૂતરી!
એ નાકવનિ નકટી શું મુખ લઇ, આવી આંગણુ ઊતરી!!
તુજ તોર જોર તમામ હું તોડીશ તજવીજે કરી,
ઢાળીશ ઢીંચણુમાંથિ, બેઠી થઇશ નહિ પાછી ફરી!" ૩૮

આ વજ્રપાત સમાં શુણી, સાસૂ તણાં વચનો તદા,
થથરી ગઇ સ્થિર રહિ ન શકિ, સરસ્વતીહૃદય લાગી ગદા;
તોપણુ ધિરજ ધરિ સ્વસ્થ થઇ, ઉચરી જરી મુખથી અંશું,×
"સાસુજિ મારૂં સાંભળો, મેં કીધું નથિ ખોટું કશું. ૩૯

કીડી ઉપર નવ કટક રચશો, આશરે છું આપને,
છો અત્ર શિરનાં છત્ર તમ મમ, સ્થાન મુજ માબાપને;
બાને નથી બૂરૂં કહ્યું, સવળું કથ્યે અવળું લહ્યું,
માગું છું તેની માફ હું, ચિતમાં ન મેં ભુંડું ચહ્યું." ૪૦

"રે! બોલ માં એ બોકડી, ગોમૂત્રનાધણુ પાપણી!,
બનિ અગશિયું બહુરૂપી, પણુ છે જાણું કાળી સાપણી!
બા બે'ન કહે છે નણુંદને, પણુ પાકિ પિતરાણી પડે-
રસ કેળવે છે મસ અહીં, એકલહરી કદિ ના હડે. ૪૧

છે નજર તારી નેશ, મેશ બલાવિ દેશ ઉજડ કરી-
જંપિશ અરે એ ઝાંપડી! ઠરવા નહિ દે કો ઠરી;

---

* એવી કહેવત છે (જેનું ઠેકાણું ન હોય, આશાર ન હોય, તેને માટે એ કહેવાય છે, અર્થ ઘણું કરી એવો કે "એ બાજ બોર અને સરગવાની શીંગો વીણી ગુજરાન કરશે." × એવું.

છે તોડ જોડ મરોડ તારો, ખોડ લાગે એહવો,
નહિ તે નમે જરિ આંહિ, તોડિશ તોર તુજ સૌ તેહવો" ૪૨
નેત્રો વિષે ભરિ નીર નીચું જોઇ રહિજ સરસ્વતી,
ગાળો તણો વર્ષાદ વરસાવી રહી સાસૂ અતિ;
આપ્યો ન પ્રત્યુત્તરિ અવાચક પ્રાણી પેરે થઇ રહી,
કડુ વચનરૂપ કટાર માર હજાર વાર રહી સહી. ૪૩
રે! અવાચક પશુથી અધિક ધીરજ ધરી શુભ તેણિયે,
નહિ સળવળી કે તાણ્યું ડસકું કમકમીને જેણિયે;
ગાળો દઇ દેઇ, ગાલ દૂખે, પેટમાં ગોળો ચઢે,
ગઇ સાસુ વહુ પાસેથી પાછી, નિજ કર્યું નિજને નડે. ૪૪
મૃદુવેલી પત્થર વરસતે છૂંદાઇ ભૂમધ્યે ભજે,
મૃદુલોચની દુખમોચનીની અત્ર થઇ એવી વલે;
રે! કુમુદનીપર કરા વરસાવ્યાં સમું કરિ કામને,
માખણથિ પોચે હૃદય કૂત્યો દઈ ગઈ બહુ ડામને. ૪૫
તોપણ તરસ નવ ખાધિ, ડસભરિ દુઃખ બહુ દેવા હજી,
ઘાલવા જબરો ઘોળ કેળવવા કુરસ પોતે સજી,
આ દીકરી થઇ એક, મુદ્દા બહુ ઉઠાવ્યા એ વિષે,
વહાલોજ વૈરી થાય, લાડુ ભરાય વિષ વ્યાપે શિખે. ૪૬

**દોહરા.**

નટવર વર સરસ્વતી તણો, છર ભરિયો છે આપ;
સમજે નહિ ખોટું ખરું, ચઢયું રાખે શિરચાપ* ૪૭
ઉચ્છૃંખલ× છે અતિ ઘણો, આંખે કેફ અપાર;
વિષ ને રિક્ષ પૂળ પણ પ્રગટ, નિરખાએ નિર્ધાર. ૪૮

* ધનુષ્ય. × ઊછાંછળો.

ક્રોધ સહજ વાતે કરી, તરત કરડવા ધાય;
જુવાન કાળા નાગશો, જોતાં તરત જણાય. ૪૯
તોપણ વિનયનિ વાંસળી, પ્રેમ પયતણું પાન–
કરાવિ બાજીગરણિ બનિ, સરસ્વતી રહે દૃઢ ધ્યાન. ૫૦
ડસે તથાપિ નવ ડગે, મનવશમોરો રાખિ,
વર વશ કરવા યત્નમાં, અધિક રહે અભિલાખિ. ૫૧
આમ કામ નભનેછ ત્યાં, સાસું નણંદ આ વાર–
નાંખે વિઘ્ન ખરેખરૂં, ખરવા દુખઅંગાર. ૫૨
કો મુનિ તપધારીતણું, જપતપ કરવા ભગ્ન,
અસુર ઉપાયો આદરે, નાંખિ મલિન* થઇ મગ્ન. ૫૩
તેમ તપસ્વિની સરસ્વતી સ્વામીસિદ્ધિતપ માંહિ,
કુલટા બે નાંખ્યો કલહ, કસર ન જેમાં કાંઇ. ૫૪
દિશા માત્ર હું દાખવું, તેની અત્ર જરૂર,
ઝેર વેર જેથી વધ્યું, વનિતાપર ભરપૂર. ૫૫
આવ્યો નટવર બંદારથી, બળ્યો જળ્યો ઘર માંહિ,
ખાવાના મહથી કરી, કેફ અધિક ચિતચાહિ. ૫૬
ઘરમાં માતે બેનનું, મન દીઠું અતિ ઉચ;
પૂછ્યું "છે શું આજ મા, કહે શી છે ઉર ખૂંચ?" ૫૭
બબડી ફફડીને પછી, દાખ્યું ઉરનું દુઃખ;
તૃષ્ણાએ તે તક કર્યું, રાવણ સરખું મુખ! ૫૮

ચોપાઇ.

કૃષ્ણા કહે "શું કહું દીકરા, આંગળીથી નખ જાણું પરા;
અનુભવ તેનો આજે થયો, ગુણ ને પાડ કર્યો તે ગયો!" ૫૯

* ગંદી ચીજો.

નટવર કહે "આ શું તું કહે, ચિતમાં શું કહેવાને ચહે ?
મોડ સમજ રજ તેની મને, આજે આમ થયું શું તને ?' ૫૦
મા કહે મચકો કરિ તે વાર, "સમજીને પૂછે શો સાર ?
સગાઈ સ્ત્રીની સાચી નકી, મા ને બેન તણી નવ ટકી ! ૫૧
આજ કાલ આવેલીતણું– ચલણ વધ્યું ઘરડાંથી ઘણું;
તેહ અજાણ્યું નથિ અહિં કાંઇ, સમજીને પૂછે શું ભાઇ ? ૫૨
ધણિ માનીતી ઢેડી હોય, ગામ આખું અભડાવે સોય;
મેં તો સમજી એવું નકી, પેટ ગાંઠ વાળી છે પકી. ૫૩
તેથી જીભે દઇ દોરડો, બોલું ના હો ચૂલે પડો !
પણ આ રાંડ દુખી દીકરી, પીડ પારકીની છે ભરી; ૫૪
તેનાથી જવ નવ રહેવાય, લૂલી હાલે કંઇક લવાય;
આજે તેમ થયું જે વાર, તે નથિ કહેવામાં કંઇ સાર !" ૫૫
નટવર તવ થઇને આફળો–બોલ્યો "પેટ માંહિ નવ બળો;
જે હોએ તે ચોખ્ખું કહો, મરમ ગરમ કહિને નવ દહો." ૫૬
"દહિયે શું તુજને દીકરાં, બોડી માથે વરસ્યા કરા !
ઋતુવતી તુજ જોબનમદભરી, ચાહે તેમ કરે નિજ નરી ૫૭
ભરવા પાણી પ્રીતે જાય, વાર રોજ ત્યાં ઝાઝી થાય;
નફ્ફટ નરો પનઘટપર ફરે, વાત તેશું લળિ લળિને કરે. ૫૮
મુખ નવ ઢાંકે ખડખડ હસે; વાટે વાત કરતી નવ ખસે;
એવું જોઇ જાણી આ બે'ન, ચિતમાં એને ન પડ્યું ચેન, ૫૯
તેથિ શિખામણ દેવા સારે, ઉચરી હળવે રહિ ઉચ્ચાર;
તેને તરછોડી છોડીને,* ચટકાવી ગાળો ચોઢિને ! ૬૦

* છોકરીને.

મેણાં ટૂંણાં માર્યાં ઘણાં, અપલક્ષણ કહું શું એ તણાં ?
ગાય ગીત ગુણકાની રીત, અતિ ચંચળ છે એનું ચિત્ત. ૭૧
ઊઘાડે શિર બેસે આપ, રાખે મુખં સામી નિત ખાપ;"
વિપ વ્યાપે એવું વૃત્તાંત, લંબાવી ભરિ ભારે ભ્રાંત. ૭૨
એથી ભૂત ભરાયું ઊર, સુતમાં સો ગણું પ્રગટ્યું શૂર;
મર્કટને મદિરા પાઇને, છેડે લમ કર્યું આ ભાઇને. ૭૩
ઊઠ્યો રાતો થઇ ઊછળી, હતો જેહ ઓછી પાંસળી;
અબળાને દેવા અતિ માર, ગયો ગતિ કરિ દુષ્ટ ગમાર. ૭૪
મન હણાયું છે જેનું ઘણું, તન હણવા તે દુખણી તણું,
ધમ પગ ધરતો પશુ તે ધસ્યો, દિસે ડાગળીનો જે ખસ્યો. ૭૫
શોચે છે સુંદરી એકાંત, સ્મરિને દુખદ બન્યું વૃત્તાંત,
તેવ કેર તણો કાટકો—થયો, પડે બરડે સાટકો ! ૭૬
ગજબ મેહ પડિયો મારનો, કરવા પ્રલયતણો ધારનો !
કર્યો ક્લેશકીચડ દુખદેણ, વહ્યું વિપતિ કેરૂં વહેણ. ૭૭
નિર્દોષી મૃગલીપર જેમ, છૂટે સાવજ× થયું આ તેમ;
વર્ણન તેનું કવિ શું કરે, ખેદ ખચિત જેમાં છે ખરે !
કહેતાં શુણતાં ઉર કમકમે, ક્રૂર વાત કોને નવ ગમે;
દયા પ્રગટિ હૈયું પરજળે, બન્યું શુણી શોચે નવ વળે. ૭૮
માટે પછિ શું થયું તે કહું. ઘાત વાત કથવા નવ ચહું;
નટવર ડસનો રસ દેઇને, ગયો ગાળ પણ મસ દેઇને. ૮૦

દોહરો.

વહુને માર પડયો ઘણો, તેથી સાસુ નણંદ;
મકલાઇ મસ મનવિષે, પામ્યાં બહુ આનંદ. ૮૧

× શ્વાપદ-શિકારી પશુ-વાઘ; આદિ.

નણુદી કહે "નાચણુ તણો, ઠીક ઉતરિયો તોર;"
સાસુ કહે "એ કૂતરી, ફરી ન કરશે શોર!" ૮૨
ડાકણ જેવા દીલની; દયા રહિત અતિ ક્રૂર;
હરખાંઇ મા દીકરી, પુલકિત થઇ ભરપૂર. ૮૩
મધ્યાન્હે પુરુષો જમ્યા, નાહિ ધોઈ એ વાર,
નટવર ખાઇ પી ગયો, રોષ ભર્યો વરઅહાર. ૮૪
મા દિકરી ખાવા સમે, તત્પર થઇ જે વાર,
તે વેળે ત્યાં શું થયું, સુણજો તેનો સાર, ૮૫
સાસૂ વહુ પાસે જઇ–કહે "વહુ શો આ રોષ?
ભૂખી રહિ ભાટઇ કરિ, દઇશ ન કોને દોષ! ૮૬
ઘરના મનુષે કંઈ કહ્યું તે ઉપર શું તાન?
મોધી થઇને આવડી, માગ ન ઝાઝું માન!" ૮૭
તે સુણિ નણુદિ નવેણુથી, બોલિ વ્યંગ્ય દઇ સાદ;
"મા શાને શિર દુઃખવે, કરિને વ્યર્થ વિવાદ! ૮૮
દળ સહિયરનું દાબડે, ભરિ રાખ્યું છે સાર,
આરોગી એતો હશે, ચાલ કરે કાં વાર! ૮૯
છઇએ ભૂખ્યાં આપણે, એણે ઠંડુગાર–
કીધું હશે, ભૂખિ ન હશે, ચાલ કરે કાં વાર!" ૯૦
આમ દુખીને ડામપર, લૂણ દઈ મહાલાંઠ
નણુદી જ્વાળ ઉઠાડતી, સોના કરિને સાઠ, ૯૧
જમિ બે જમકિંકરી+ જશી, પછિ પ્રાતે થઇ એક,

+ દાસી–જમની દાસી. (ખરી નિર્દયને માટે એજ વિશેષણ-ઉચિત છે.)

વહુ ભૂખી ભવને રહી; તેનો તજી વિવેક। ૯૨
બોલી નહિ તે બાપડી, અબળા બલા સમીપ,
જોકે જમની દાસીએ, પ્રકોપ કીધ પ્રદીપ, ૯૩

વિષમ વાક્ય વનિતા સહન કરી નવ બોલી વેણુ;
મૌન ગ્રહણ કરિને રહી, ભરિ નીર નિર્મળ નેણુ. ૯૪
દિવસ આથમ્યો દુખ ભર્યો, પડિ રાત્રી ભરિ પીડ;
ચમકેલા નર ખરતણી, શમી ન દુખકર ચીડ. ૯૫

શ્વશુર જેઠ જાણે નહિ, માટે જુવતી સુજાણુ
ઊઠિ પરાણે આપથી, કરણુ થઇ નિર્વાણુ. ૯૬
કીધ સરભરા નિજ બની, ભરિ આપી જળપાત્ર;
વાળૂ કરવામાં વળી, સુંદરી તેહ સુપાત્ર. ૯૭

શયનસ્થાને સ્વામી કને જાઇને જોડયા હાથ;
"હું અપરાધી આપની, નવ તરછોડો નાથ!" ૯૮
પણુ આગળ અતિ આદરે, કથવા ચહ્યું પુરાણુ,
અર્થ ન સરિયો એહથી, ઉપજી ઉલટી હાણુ. ૯૯

વિનય વૈરી આગળ કર્યે, ક્રૂર ચોગણો હોય;
અગ્નિમાં ધૃત હોમતાં, ભડકો ભારે જોય. ૧૦૦
તેમ થયું તે રાત્રિમાં, સરસ્વતી પામિ ન સુખ;
દિવસથિ દોઢું દેખિયું, દામણીએ× મહાદુ:ખ. ૧૦૧

આમ દિવસ ઉત્પાતના, જુવતીને શકિ જાય;
વનિતાને વિપતિ વિષે, વહાણું ન સુખનું વાય. ૧૦૨

× ગરીબડીએ.

દુખવાદળ દિન દિન ચઢે, ગાજવીજ પણ થાય;
ઉલ્કાપાત નવે દશે-થાતાં રોળ વળાય. ૧૦૩
કો દિન કામિની કોડ ધરિ, રાંધે થઇ રળિયાત,
નણદી નખોદ ઘાલતી, નહિ તેમાં બહુ ભાત. ૧૦૪
શાક દાળમાં શાકિણી, ગુપ્ત રીતે લઇ લાગ,
લવણ મરચું ભરિ પોશને નાંખે દેવા દાગ. ૧૦૫
ભાત માંહિ રજ† ભેળવા, ભૂતડી ખાય ન ભૂલ;
સવળાનું અવળું કરી, ઉપજાવે અતિ શૂળ. ૧૦૬
ગણાવિ ગાંડી ડાહિને, દેખાડે નિજ દોર;
બાપ્ત ભાઇને રાઇ દઇ, કરાવે કર્મ કઠોર ! ૧૦૭
આ રીતે વીતે ઘણું, તોપણ તારુણી ટેક,—
તજે ન તનમન વશ કરી, નિજનો સમજી નેક. ૧૦૮



† ધૂળ-રાખ વગેરે.

# અધ્યાય ૭ મો.

## ગૌતમનું સંન્યસ્ત અને પાર્વતીનું મરણ.

### ઉપજાતિ વૃત્ત.

ધારા વિષે ગૌતમ જ્ઞાનવાન, ધરે સદા શંભુ તણુંજ ધ્યાન;
ઉપાધિ તેમાં ઘરની નડીને, પીડે જીવાત્મા ચિતમાં ચઢીને. ૧
તેથી ત્રિપુરારિ× સમાધિ માંહીં, પડેછ ભંગાણ સદાય ત્યાંહીં;
એથી ઉદાસી ધરિ આત્મજ્ઞાની, ચડેછ ચિત્તે કંઇ વાત છાની§ ૨
વૃદ્ધાયુષે ભક્તિ ભલેરિ થાવા, રાજ્યાધિકારે કરીને નડાવા,—
વસ્યોછ એકાંત ગૃહે સ્વતંત્ર, તોયે સર્યો ના નિજ કીધ તંત્ર. ૩
કંકાશ રોજે ઘર થાય ભારી, છે ક્લેશકારી નિજ પુત્ર નારી;
મર્યાદ જેણે મદ છાંડિ મેલી, ગણે ન સાસૂ કહ્યું ગર્વઘેલી. ૪
ઢોળી અને ફોડિ કરે ફિતૂર, ચોરી કરી શાહ બને ચતુર;
ચરિત તેતાં નિજ સ્ત્રી શુણાવે, ધ્યાની છતાં શીષ ધિકી ધુણાવે. ૫
એકાંતમાં એક દિને સ્ત્રી આવી, વદી "શુણો કાગળ આ હું લાવી;
વાંચો સુતાનો પિયુ આ સુપત્ર, લાવ્યા ગજાનંદ ગયેલ તત્ર." ૬
પુત્રીતણો પત્ર પ્રીતે વિલોકી, આતુરતા આપ શક્યો ન રોકી;
આનંદ આનંદ ઉરે છવાયો, ફમાણિ જાણે અતિશે ફમાયો। ૭

---

× શિવ. (ત્રિપુર-અરિ. ત્રિપુરાસુર નામે દૈત્યના શત્રૂ, માટે ત્રિપુરારિ એવું શિવનું નામ છે.) § સંસારથી અલગ થવાની વાત, સંન્યસ્ત લેવું, વગેરે.

સુતા મળ્યાથી પણ તોષ ભારે, પત્રે કરી ગૌતમરામ ધારે;
વિચિત્ર છે વિશ્વવિલાસી માયા, કળી શકે ના અતિ દીર્ઘડાહ્યા. ૮
ગણી મણિ માનવી તર્ત ઝાલે, અંગાર તે નીકળિ હાથ બાળે;
પીયૂષનું ધારિ પડીકું પોતે, ઉકેલતાં ઝેર જણાય જોતે. ૯
આ વિપ્રને એમ બન્યું તદા ત્યાં, ઉકેલિ જોયો ઝટ પત્રને જ્યાં;
નિઃશ્વાસ નાખ્યો નીર નેત્ર આણી, બન્યો તદાકાર વદ્યા ન વાણી.૧૦
ઢીલી પડી પાર્વતી ધ્રૂજિ બોલી, "છે શું અરે કંથ કહોનિ ખોલી!
આપત્તિ છે કાંઇક આવનારી, કે આવિછે ભાગ્ય વિપ્રેજ ભારી? ૧૧
વાંચો લખ્યું વાર કરો ન ઝાઝી, પળે પળે પર્જળું વ્હેમ દાઝી!"
સ્ત્રીને કહે ગૌતમરામ જ્ઞાની, "છે વાત ઉત્પાતનિ છેક છાની. ૧૨
નથી કહ્યા લાયક લેશ કોને, ઉઘાડિ પાડીશ તું સર્વ કોને;
માટે મને ગુપ્ત લખેલ પત્ર, પ્રકાશ હું નાહિ કરીશ અત્ર. ૧૩
ઉચિત હું સદ્ય કરીશ એવું, કર્યું ન કોએ કદિ પૂર્વ તેવું,
તુથી સમાચાર કંઈ નઠારા, ચણીશ ના વ્હેમતણા મિનારા." ૧૪

## દોહરા.

ગૌતમને કહે પાર્વતી, " પતિ મારી અપતીજ
રાખો તવ નવ કયમ પડે હું ભૂંડી શિર વીજ! ૧૫
જન્મારો આખો ગયો, વિશ્વાસે દિન રાત;
જાણું ના મુજથી જરી, રાખી છાની વાત. ૧૬
સુતવધુ ગણતી નવ ગણે, તો તમ આગળ તોલ
શો મારો સ્વામી કહો? મિથ્યા બોલું બોલ!. ૧૭
ઘડપણ ગત મારી ગઈ, પડિ હળવી પતિ પાસ,
જુવાનિમાં જેણે ઘણો, રાખ્યો મુજ વિશ્વાસ. ૧૮

બળ્યું જિવતર આ માહરૂં, ધાન ખાઉં તે ધૂળ !
મમત હવે શાને કરૂં? વંઠયાં મારાં મૂળ !! ૧૯
તનયાએ ગણિ તુચ્છ મુજ, મન જૂદું મસ કીધ;
તાત વાત લખિ ગૂજની, માત વિસારી દીધ !" ૨૦
કકળી અતિશે કામની, બોલી બળતા બોલ;
ગળિ† ગૌતમ વાણી વધો, વચને ભેળા ગોળ. ૨૧
"વહાલી વ્યંગ્ય ન બોલ જરિ, છે તુજ દૃઢ વિશ્વાસ:
પત્ર પડીકું ઝેરનું, કયમ છોડું તુજ પાસ ? ૨૨
તુજ મન નિર્બળ છે ઘણું, તેથિ સહન નહિ થાય;
માટે મેં ન પ્રકાશિયું, કરવા ઉચિત ઉપાય. ૨૩
તોપણ હઠ તારી થઈ, તો વાંચું શુણ કાન;
ભોળી ! ભમિ જઈ ભડકિને, ભામનિ ખોઅશ ન ભાન" ૨૪
એમ કહી પત્ની કને, પતિ વાંચે તે પત્ર;
શુણજો શ્રોતા સ્નેહથી, તે ઉચરૂં હું અત્ર. ૨૫

## ગરબી.*

"સ્વસ્તિ શ્રી ધારાપુરી મધ્ય, પરમ વિવેકીરે;
શિરછત્ર પિતા સુપવિત્ર, નમ્ર ગુણ નેકીરે, ૧
છો દયાતણા દરિયાવ, પ્રેમપયોધિરે§;
ભવપતિ× ઉપર દૃઢભાવ, ન કોઇ વિરોધીરે. ૨

† ગળી જઇને-પીગળીને. * આ ગરબામાં વચ્ચે વચ્ચેના વિશ્રામમાં પણ અનુપ્રાસ મૂકવામાં આવે છે, બીજી કડીથી ઠેઠ સુધી તેમજ કીધું છે. § સમુદ્ર. × શિવ.

પુરી ઉજ્જેણીથી લિખિતંગ, દર્શન અભિલાખીરે;
સરસ્વતી નમન સાષ્ટાંગ-કરે સ્તુતિ ભાખીરે. ૩
અત્રે છે સૌ આરોગ્ય, પ્રભુ પરતાપેરે;
તત્રેની ખબર શુભ યોગ્ય, લખજે આપેરે. ૪
બીજું વિશેષ લખવાનું, તાત કંઇછે નહિરે;
રે! છે તે તમથી છાનું, રહ્યું નથિ જે અહિંરે! ૫
તમ બોધથી હો મુજ બાપ! રિપુંx ખટ જીતીરે;
પણ પ્રગટે મારાં પાપ, પીયૂષ નથિ પીતીરે. ૬
દઉં દોષ હું કોને તાત, કર્મ ફળ નડતાંરે;
સવળું કરતાં સાક્ષાત, અવળ થઇ પડતાંરે! ૭
મેં વિપત્તિ જીતી તમામ, હામ બહુ રાખીરે;
ધીરવીર પ્રમાણે કામ, કરી દુઃખ સાંખીરે. ૮
તોપણ અભિવાંછિત આપ, પામી નહિ પાપેરે;
પેલા ભવ કેરા શાપ, કોણ ઉથાપેરે! ૯
સહ્યું સઘળું તે છે સત્ય, નથી દુઃખ તેનુંરે;
પ્રભુ જોવા મારી પત્ય, કરે કૃત્ય એનુંરે. ૧૦
પણ હાલ બન્યો જે બનાવ, બાપ હું શું કહુંરે!
તે છે ઘટભેદક ઘાવ, કહો કેમ હું સહુંરે! ૧૧
લખતા તે દુખકર વાત, કર ન કંપાયરે!
અન્યાયે ઉલ્કાપાત,* હું શિર નવ થાય રે!! ૧૨

x કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ૭ શત્રુ. * વીજળીનું પડવું (ઉલ્કા વીજળી) બીજો અર્થ તોફાન, પણ આ સ્થળે પ્રથમ અર્થ લાગુ પડે છે.

હું જેથી તાત દુઃખદેણ, સુતા ઝટ મરજોરે।
સૃષ્ટિ કર્ત્તા સુખદેણ, એવી નવ સરજોરે। ૧૩
અણુચાલે ઉભરો આપ, દુઃખનો દાણુંરે;
કાળજડે પડિયો કાંપ, ક્યમ કરી સાંખુરે। ૧૪
રાંધણછઠ રોજ રસોઇ, નિપાવવા કોડેરે;
હું સજ થઇ નાહી ધોઇ, ગઇજ રસોડેરે. ૧૫

છાણાનું બળતણ છેક, મુજને આપ્યુંરે;
હતાં વજ્રથી કઠણ વિશેક, જેથી દુઃખ વ્યાપ્યુંરે. ૧૬
ભાગ્યાં બળ કરીને પરાણે, કઠણ અતિ છાણાંરે;
જે દુઃખ મુજ જીવડો જાણે, પડ્યાં કર કાણાંરે। ૧૭
પણ શકુનિ શિરશું એક, કારમું છાણુંરે;
ભાગ્યું ન ઉપાયો છેક, કર્યા મેં નવાણુંરે। ૧૮

ત્યારે સાસૂતી પાસ, નમ્રતા દાખીરે;
માગ્યું ભાગવાને ખાસ, ભલપણ ભાખીરે. ૧૯
'આ છાણું ન ભાગે આંહિ, ભાંગું હું શાથીરે ?
મેં કસર ન રાખી કાંઇ, વળ્યું ન કશાથીરે.' ૨૦
તવ સાસુ ભરેલી આગ, બોલી વિખ જેવું રે;
તુજ તાત શિરપર ભાગ, ઉચરી એવુંરે।। ૨૧

આ વિષમ વચન શુણી તાત, ઘાવ ઘટ લાગ્યોરે।
નથિ કહેવાની રહિ વાત, વેણુશર વાગ્યોરે।। ૨૨
ખાવું પીવું ધિક્ ધૂળ, પર્વનું પેખ્યુંરે।
હું માતપિતાદુઃખમૂળ, એવું લેખ્યુંરે। ૨૩
ઇશ્વરે મને ક્યમ આમ, સૌ દુઃખ દેવારે;

સરજાતી દેવા ડામ, સુખ નહિ લેવારે. ૨૪
હું પાપણી કેરૂં પાતું, પેહું પાતાળેરે !
રાખજે તે હૃદયે છાનું, આપ ઉર બાળેરે !! ૨૫
અપરાધ ક્ષમા આ વાર, આપની માગુંરે;
કરજો દુઃખમાં મુજ વ્હાર, પાયે લાગુંરે. ૨૬
મુજ માતને નામું શીષ, હું દિન રાતેરે;
બાઇ ભોજાઇને આશીષ, દઉં ભલી ભાતેરે." ૨૭-૫૨

## દોહરા.

પત્ર સુણી પુત્રી તણો, પાર્વતી અતિ પરિતાપ,
પામી પ્રજળી પિંડમાં, પ્રકોપ પામી આપ. ૫૩
"શંખણી સાસૂ પુત્રીની, મદભરિ મહામચ્છરાળિ;
દુહિતાને દુખ દે ઘણું, રાખિ પેટમાં પાળિ. ૫૪
જાણું છું હું સર્વ તે, કૃત્યાતણાં કુવૃત;
પુત્રી આપણિ પીડવા, ભરાય એમાં ભૂત. ૫૫
એ જિવશે ત્યાંસુધી કદી, સુતા ન સુખનો શ્વાસ
લેશે માટે ઝટ કરી, તેડો આપણિ પાસ. ૫૬
વિપરીત વદતાં જીભને, શૂળ ન વાગી કેમ;
બકતાં ભૂરૂં હોઠ એ, ક્યમ ન શિવાયા તેમ!" ૫૭
અરુણ અક્ષિ અશ્રુ ભરી, વદન રક્ત વિકરાળ;
વપુ રોમાંચ અનેલ બહુ, કાળજ વ્યાપ્યો કાળ ! ૫૮
એવી સ્થિતિમાં ઉચરી, પાર્વતી પ્રજળે આગ;
વિકળ બની મૂર્છિત થઇ, દુહિતાદુખને દાગ. ૫૯

સાંત્વન કરિ ગૌતમ વદે, "ગેહિનિ થઇ કયમ ગાંડિ !
આગળથી ચેતાવી મેં, સમજણ તેં કયમ છાંડિ ! ૬૦
'તુજ આગળ કાગળ ન આ, પ્રકાશવામાં માલ,'
કહ્યું'તું મેં હે કામની, શુ તે વિસરી હાલ ? ૬૧
રાખી પાસે પુત્રીને, કદી ન લઇએ લહાણુ;
આખર એ ધન પારકું, અત્રે રાખે કાણુ. ૬૨
જગમુખ ઢાંકણુ છે નહિં, થાય આપણી વાત;
બોલે નવતર બોલ કો, ઉત્તમ આપણિ નાત. ૬૩
ભલાઇ દાખી જીતવાં, ભૂંડાંને ભલી ભાત;
પગ પ્રભુએ પંપાળિયો, મારી ભૃગુએ લાત ! ૬૪
કરે ભુંડાઇ ભુંડાં થકી, નવ કો રૂડાં કેહ;
નરકે ઇંટ નાખ્યા થકી, મલિન થાય નિજ દેહ. ૬૫
માટે માનનિ મન થકી, તજ તાતો પરિતાપ;
ઉપાય એનો હું કરૂં, જો તે જુગતે આપ. ૬૬
જેથી જગમાં આપણું, અવિચળ રહેશે નામ;
અરિ એથી હારી અતે, શુગ લેશે, ધર હામ." ૬૭
મ્હેણું સુતાસાસૂતણું, કરવાં ભંગ જરૂર,
સત્વર સોનાનું ત્યહાં, શીષ ઘડાવ્યું શૂર. ૬૮
તેપર ગોતમ નામનો, લેખ લખાવી તર્ત,
પત્ર લખીને પાઠવ્યું, દીક્ષિત ઘર એક સર્ત ! ૬૯

ચોપાઇ.

પત્ર માથું દીક્ષિત ઘર ગયું, શુણો પછી ત્યાંકી શું થયું;
પત્ર આપી ગોરે કહી વાત, "આ પેટીમાં છે સોગાત ! ૭૦

પત્ર વાંચી પરખી લો તેહ, પ્રત્યુત્તર આપો કરી સ્નેહ".
પત્ર વાંચિ દીક્ષિત દિઙ્ગ થયો, ગર્વ સર્વ એનો ગળિ ગયો. ૭૧
સ્ત્રીને બોલાવી નિજ પાસ, કરી ઉષ્ણ કૃષ્ણાપર શ્વાસ;
"વહુ આગળ શું ચાલી ધાસ", વધો એમ દાખી અતિ ત્રાસ.૭૨
"ઘડપણમાં ગાંડું શું કીધ? પીયૂષ પરહરી વિષ કાં પીધ?
ઘરમાં આમ ચલાવી કાર, બે બૂઠા કીધા ધિક્ નાર? ૭૩
ત્રીજાનું કરવાને ધૂળ, વાવ્યાં કયમ વિષનાં તેં મૂળ;
જોયું ન ઝાંખી મેં શું થાય, તો તેં દાખ્યો નિજ મહિમાય. ૭૪
લે આ ભેટ ભૂંડી! તુજ તણી, વેવઇએ મોકલિ મુજ ભણી!
એનું નામ એથી જગ થશે, તુજથી મુજ મહિમા સૌ જશે."૭૫
એમ કહી ગૌતમનો પત્ર, વાંચી સંભળાવ્યો તવ તર્ત;
એથિ ખટ્ટ કૃષ્ણા પડિ ગઇ, તસ છતાં ટાઢી રસ થઇ. ૭૬
દંભી દીક્ષિત તજિ નિજ ટેક, દાખી પત્રે વિનય વિવેક,
પ્રત્યુત્તર લખિયો થઇ સમા, વાર વાર માગી મહિં ક્ષમા. ૭૭
ગૌતમના નૌતમ કામની, થઇ ખ્યાત બહુ દિન જામની;
વાહ! વાહ? એના નામની, વધી માંહિ ગામો ગામની. ૭૮
નાત સમસ્તે કરિ સુવિવેક, ગૌતમનો અનુપમ જોઇ નેક,
ઊંચો સૌથી એને ગણ્યો, કીર્તિકોટ જેણે ધ્રુવ ચણ્યો. ૭૯
ગંગોત્તરિ ગૌતમનું કુળ, સૌળ આની સૌએ અનુકૂળ
ગણ્યું આજ પણ સૌકો ગણે, ભલું જેનું બ્રાહ્મણ બહુ ભણે. ૮૦
માન વધ્યું પણ ન ધર્યું માન, છતથી છાક્યો નહિ વિદ્વાન;
ઉપાધ રૂપ ગણી સંસાર, નિંધ ગણ્યો જેણે નિઃસાર. ૮૧
એવો ગૌતમ ગુણગંભીર, વાત વસેલી દ્રઢ નિજ શીર,
પાર પાડવા તત્પર થયો; સ્નેહ જેથિ સાંસારિક ગયો. ૮૨

નિર્વિઘ્ને નંદીશ્વર* તણું, ધરવા ધ્યાન કરી મન ઘણું;
ચતુર્થાશ્રમી થયો ચતુર, ચિત્તની ચિંતા કરિને ચૂર. ૮૩
કાશીવાસ ગંગાતટ કર્યો, ભવ સાર્થક અભિલાષે ભર્યો;
પાર્વતીની† માયા પરહરી, પાર્વતીપતિ× ઉપર દૃઢ ધરી. ૮૪
સમજાવા સુખ સંસારનું, બાળલગ્નના અંગારનું,
નિજ કર્યું અનુભવવા ગેહની; રાખિ ઘેર દુર્બળ દેહની. ૮૫
વીત્યું પછિ શું એને અરે! વૃદ્ધપણે વનિતા શું કરે?
કહું હવે તે શુણજો કાન, માનનીનું ઉતર્યું સૌ માન. ૮૬
આપે ચપકા વહુ વેણના, કથું શબ્દ શું તે કહેણના?
સહન કરી ધીકી પરજળે, વઢે વહુથિ એનું નવ વળે; ૮૭
કહે લક્ષ્મી "મા કરશો શોર, જાણ્યું હવે તમારૂં જોર!
બકબક કરતાં બહુ દિન ગયા, હવે ન ખપશે તમારી દયા. ૮૮
કરે કામ કંપારી ચઢે, લવતાં જિભ પાછી નવ પડે!
મધમાંથિ પોરા પારખો, ડહાપણનો કરિને બહુ ડખો! ૮૯
તે નહિ ફાવે સાચું કહું, માપે લેશ હવે નહિ રહું!
એક કહી સાંભળશો ચાર, માટે કરજો કંઇક વિચાર. ૯૦
સાંઠિ ઝાંખરાં કરિ અતિ ઘેર, ડોસાને ખજવી બહુ પેર,
બાવો કરિ કાઢ્યો કાશીએ, પણ નહિ કદી અમે નાશિયે!!" ૯૧
વજ્રવાક્ય વહુનાં સાંભળી, પાર્વતી તવ બોલી પરજળી;
"વદતાં વહુ આવાં દુર્વાક્ય, વાગતિ નથિ જીભે ક્યમ ત્રાક!!" ૯૨
એ શુણિ વહુ બહુ વળગી વઢી, વ્યંતરી જ્યમ ચાલે અતિ ચઢી;
નહિ વદવાના બોલી બોલ, માર્યા ગાળો તણા ગલોલ. ૯૩

* મહાદેવ. † ગૌતમની સ્ત્રી. × શિવ.

પતિને કોપી કહ્યું બહુ પેર, "ડોસલી નવ જોઇએ મુજ ઘેર;
એ ત્યાં હું નહિ સાચું કહું, રોકી નહિ તમારી રહું. ૯૪
ઘડપણ ગત એની છે ગઇ, સાસૂ શોક રૂપે છે થઈ!
રડે બાળ મારૂં પારણે, તો પણ બેશી રહે બારણે. ૯૫
આજ પાણી ભરવા હું ગઈ, વાર મને ત્યાં કંઇએક થઇ;
રડી છોટિયો રાતો થયો, જાણે જિવ નીકળીને ગયો!
તોપણ ડોસી રજ નવ ડગી, શાની મા એ જાણો સગી! ૯૬
ઘરમાં ધંટી ચાટે શ્વાન, હાંકે નવ ડોસી ધરિ માન;
માળામાં લાળા મૂકતી, ઘર બળતે ઊઠે નવ સતી"! ૯૭
ગુણવંતો કહે "ડહાપણ રાખ, મુજ માને ભૂંડું માં ભાખ;
ઘડપણ છે બાળાપણ જશું, માટે મુખ નવ કહિયે કશું. ૯૮
બાળકનું જોને માબાપ, કેટલું સહન કરે છે આપ;
તો તેનું સહેવામાં અરે, કસુર કેમ કરવી કહે ખરે?" ૯૯
"હશે! બાળપણ ઘડપણ એક, સમજાવો છો કરી વિવેક;
બાળ નરક ચૂંથે દડબડે, ડોશી ક્યમ નવ ચૂંથે અડે? ૧૦૦
એમ ન સમજું હું એ પેર, વશિ ડોશી લેવાને વેર;
માટે એનું કાઢો મૂળ, નહિ તો મુજ જિવતર છે ધૂળ. ૧૦૧
એને પાપે પુત્ર સમેત, પડિશ કુવે હું ન ધરિશ હેત!"
પતિને આમ ઉપજાવી શૂળ, પાર્વતીશું વહુ રહે પ્રતિકૂળ. ૧૦૨
એથી પાર્વતીશિર દુખવૃક્ષ—ઊગ્યાં ઘડપણમાં દશ લક્ષ;
પેટપૂર નવ પામી ભક્ષ, પુત્ર થકી પણ ન થઇ પક્ષ. ૧૦૩
વટવટિ વિપત વિષે દિન રાત, ભોગવિ દુખ ભારે બહુ ભાત,
ન્હાવાના લાળા લઈ ગઇ, શમી ચિતામાં તે સુખી થઇ ૧૦૪

# અધ્યાય ૮ મો.

## સરસ્વતીનું પારાવાર દુઃખ.

### નારાચછંદ.

ઉજેણીમાં સરસ્વતી સ્થિતિ હવે તપાસિયે,
સુલક્ષણી ગુણીનું દુઃખ દેખવાથિ ત્રાસિયે;
ગયો સુતાત કાશી, માત સ્વર્ગવાસી તો થઇ,
પિયેરઓથ પંમની તણી તદા તુટી ગઇ. ૧
સીમંત સુંદરીનું આવતાં નણંદ સાસુએ
મચાવ્યું મોટ જુદ્ધ ના સુકાયું એક આંસુએ; *
નૃસિંહ+ નાગરાનિ રીત§ રીત× ગૌતમે કરી.
તથાપિ તુષ્ટતા ન પામિ તેથકી શિકોતરી! ૨
ભવાબ્ધિમાં† ભલાઇ ભાળિ ના શકે, વિરાગમાં,
વળ્યો સુવિપ્ર આપ, તાપ જોઇ રાગઆગમાં‡;
પિતા છતાં સીમંતઓરિયો લીધો સરસ્વતી,
દિશાજ માત્ર દાખિ તેનિ વાત મેં કહી વીતી. ૩
સરસ્વતી સુતા જણી ઘણી ઘણી દુખી થઇ,
પિયેરથી લઇ સુખાળી સાસરે યદા ગઇ;

---

* સરસ્વતીનું એક પણ આંસુ સુકાયું નહિ, એવો કલેશ એના સીમંતમાં સાસુ નણંદે કર્યો. + નરસિંહ મહેતો. § પેઠે. × પૂરત. મોસાળાની રીત. † સંસારસાગરમાં ‡ માયાપ્રીતિ; માયામાં તેણે કેવળ દુઃખ દીઠું.

ધર્યોજ ઊંબરે સુતાનિ સાથ પાય બાહરે,
ગણેશ પાટ બેસવા સમું જણાયું તાહરે! ૪
નણંદ માતને વદી, "વહૂજિ જોનિ આવિયાં,
વધાવિ લે ઉતાવળી, કમાણિ મોધિ લાવિયાં!"
વદી ન વ્યંગ સાંભળ્યાં છતાં સરસ્વતી રતી,
ઉપાડ સાસુ ને નણંદ શબ્દનો થતાં અતિ. ૫
વીત્યું પછી સુતા છતાં અપાર એહને અરે!
વીતેછ વિશ્વમાંહિ એવું સોંઘી સ્ત્રી વિષે ખરે!!
સરસ્વતી સુરીત ચિત્ત રાખિ દીકરી તણું
કરે જતંન રત્નથી અધિક, ઠીક, શું ભણું? ૬
કુભાંડો* સાસુ દે તદા, અહાસમીજ ગાળને,
"કમાણિ તારિ જાણિ બે ઘડીક દૂર બાળને!!
વિચારતાં શિલા+ વહેછ કેમ સારી સર્વદા,
નથી થવાનું કાંઇ એહનો ન બીશ તું કદા!" ૭
નણંદ ટાહુકો કરી પૂરે તદાજ દાપશી,
"મળીજ મોંઘિ એહને ભરીશું× એ કમી કશી?
ન ખાવું પીવું જોઇશું હવથિ એહને જરા,
પધારિ અન્નપૂરણા ધ્રુજાવશે બધી ધરા‡!!" ૮

---

* કુપાત્ર–દિકરી. + પથરો; (જ્યાં સ્ત્રીઓ હલકી ને સોંઘી ગણાય છે, ત્યાં આ પ્રાંતમાં દીકરીને પથરો કહેવાની રૂઢિ છે.) † ગમતું. × પૂ.છ. ‡ પૃથ્વી. (એને ઘેર અન્નપૂર્ણા પધારી છે, તેથી એ તો હવે ધબકારે ધરતી ધ્રૂજાવશે! દીકરીની જગોએ અન્નપૂર્ણા વક્રોક્તિમાં.)

દોહરા.

આમ ડામ નિત દે ઘણા, સાસુ નણંદ અપાર;
કામ કાજ કરતાં છતાં વાંકું બોલિ બહુ વાર. ૯
તનયા છત્રી ત્યાંસુધી, તરફોડા કરિ કોડ,
અદેખાઈ કરિ અતિ ઘણી, શુણ્યા શબ્દમરોડ, ૧૦
મરડાથી માંદી થઈ, શશી-શિશુ સરખી બાળિ;
સરસ્વતી સાવધ રહિ ઘણી જોયું ન કોઇએ ભાળિ. ૧૧
વીતક એ વેળાતણું, મુખ વર્ણ્યું નવ જાય;
કષ્ટવાત શુણતાં બધી, કાળજડું કંપાય. ૧૨
માટે વીતી વિપત્તિ જે, સુતાસમયની સર્વ;
કથતાં કમકમિ આવને, ગાળુ મનનો ગર્વ.* ૧૩
તનયા દેહ તજી ગઈ, ત્રેણ વરસની માંહિ;
મા મરવાની ખબર પણ, આવી એવે ત્યાંહિ. ૧૪
પછિ શું પૂછવું કષ્ટમાં, કામનીને એ વાર?
દુકાળ મધ્યે આવિયો, માસ અધિક નિર્ધાર. ૧૫
કંથ કુટિલ છે અતિ ઘણો, દુર્વસની દુઃશીલ;
ભમતો ભૂત સરીખડો, ક્રૂર ભયાનક ભીલ. ૧૬
વૈદ્ય શિખવા બહાનું કરિ, જઇ બાવા-મઠ માંહિ,
કરતાં કેફ શિખ્યો અધિક, બગડ્યો બહુ વિધ ત્યાંહિ. ૧૭
ચેલી ચેતનદાસની, ચેટક ભરી અપાર.
વળગ્યું ચિત એના વિષે નટવરનું નિર્ધાર. ૧૮

* કવિપણાનો ગર્વ.

એથી આજ સુધી ન મન–મળ્યું નિજ મહિમા માંહિ;
મા બેને વિષ ભેળિ વળિ કસર ન રાખી કાંઇ. ૧૯
નણંદ તૃષ્ણા નીકળી નબળી આખર છેક;
સતી ગણાતી સટકિ ગઇ, તજી કુળકેરા નેક! ૨૦
એથી દીક્ષિત દંભીનું, નાક કપાયું નેટ;
માની છાની રીતથી, પહોંચ્યો જમપુર ઠેઠ! ૨૧
કૃપણા કલહ વિષે પડી, લઢી વઢી સુત સાથ,
જૂદી આખર જઇ રહી, ઘડપણ વશિને હાથ. ૨૨
લઢી વઢી ત્રણ બાંધવો, જૂદા થયા જરૂર;
ભાગલાગને વહેંચતાં, વહ્યાં લોહિનાં પૂર. ૨૩
હેમમાથું ગૌતમતણું લઈ નઠારે લીધ;
દિવસ ક્રિયા દીક્ષિતતણી એથિ ન કોએ કીધ. ૨૪
સરસ્વતી સાસુતણી, લે રોજે સંભાળ;
ઘરમાં ઘાલી નવ શકે, પેટ પતિની ફાળ. ૨૫
પણ સૌ પૂરૂં પાડતી, ખાનપાન બહિ બાત;
અહો! અધિક આ વિશ્વમાં, સજ્જનની શી વાત! ૨૬
રોડું ઇંટ કે લાકડી, ઝાપટતાં શુભ ઝાડ
મીઠાં ફળ દે મન ગમ્યાં, અવગુણીને કરિ પાડ. ૨૭
સજ્જન સુવર્ણરૂપ છે, અવગુણી અગ્નિથિ આપ
પડે ન શ્યામ, સુકાંતિ ધરિ, ગુણ કરી દાખે માપ. ૨૮
તેમ સરસ્વતી સાસુને, કરિ ઉપકાર અનેક,
શોભે સૌનાં વદનમાં, દાખી નિજનો નેક. ૨૯
કૃષ્ણા કાળા મુખ થકી, કરિ રીત આને પાડ,
જેણે દૂર કરી ઘણો, વહુશિર ઉગાડ્યાં ઝાડ. ૩૦

પણ પિગળી પાણી થઇ, આંખ આંસુ ભરી એહ,
"વહુ તેં બહુ સહિ સુખ મને આપ્યું" એમ મુખ કેહ ! ૩૧
સરસ્વતી કહે સ્વામીને, શાંત જોઇ કોઇ વાર,
"માજી વિપત વહે ઘણી, વૃદ્ધપણે આ વાર, ૩૨
લાવો આ ઘર એમને, હવે ક્લેશ નહિ થાય,
રાખ્યે જૂદાં વૃદ્ધને, નહિ ઠીક દેખાય." ૩૩
ભ્રકુટી ચઢાવી રક્ત થઇ, કહે નટવર તવ આમઃ–
"ડામ દઇશ રંડા કદી, દઇશ ડોશિનું નામ !" ૩૪
ચતુરા ચટ રહે ચૂપ તવ, પતિનો જોઇ પ્રકોપ;
ક્રૂર કુટિલ પાષાણ પર, ચઢે ન કદિએ ઓપ. ૩૫
અતિ સ્વચ્છંદે ચાલવું, ગમે તેમ ઘર માંહિ,
લફરૂં તેમાં ડોશિનું, કેમ ઘાલવું સાંહિ. ૩૬
એહ વિચારે વહુતણી, સુણે ન નટવર વાત,
દિવસ દિવસ પરમનવિવશ,* ઉપજાવે ઉત્પાત. ૩૭
મહાદુખ દેહે ભોગવી, પક્ષાઘાતે પ્રાણ
તજ્યો તરફડી સાસુએ, લીધિ ન કશિએ લહાણ. ૩૮
પછી પદ્મની પતિગૃહે–રહિ શો ચાખ્યો સ્વાદ ?
વર્ણવું તે વાણી વડે, સાંભળજો અવિવાદ. ૩૯

ચોપાઇ.

નિર્ભાગીને સુદિ× કે વદિ‡ મળે ન સુખ જિવતરમાં કદી;
દુખદરિયાનો નાવે અંત, ચલવે નાવ કરીને ખંત. ૪૦

* પારકે આધીન મન છે જેનું એવો. × અજવાળિયું. ‡ અંધારિયું. (નિર્ભાગીને સુદ કે વદમાં કોઇ દિવસ આખા જન્મારામાં સુખ મળતું નથી.)

એક પાર કરતાં પટ* અન્ય-ખડું રહે ખોટું, વિધિ ધન્ય !
સમજો સાર અહો એ થકી; પોલે અનર્થ પેશે નકી. ૪૧
પદ્મનીને પોકળ દુર્ભાગ્ય, પ્રકટેલી ચોરીથી આગ,
હજુ ન શાંત પતિ સાથે પડી, (પણ) હોંસેથી ચૂને અહિ પડી. ૪૨
ફાંસ સાસુ નણંદીની ટળી, સ્વામીસાલ પેટું ના રળી;
ધણિને કોની ન રહી ધાક, વગાડવા લાગ્યો વીરહાક. ૪૩
પરસણ ચરતો માતો સાંઢ, પતિ પેખ્યો પાખંડી દાંડ;
સ્વચ્છંદે, વર્તે બહુ પેર, કામનીને કનડે કરિ કેર. ૪૪
જુગટું જારી વ્યસન તમામ-શીખ્યો નટવર નજર હરામ;
પિયરતણો પૈસો સ્ત્રીતણો, ધાણુ વળતો તેનો ઘણો, ૪૫
કો વખતે હઠ શઠ તે કરે. "આપ કંઠી તારી મુજ કરે;‡
દેવી છે દેવા આડમાં," એમ કહી નાખે ખાડમાંx ! ૪૬
જમનીને ઘરની સ્ત્રીતણાં, પટભૂષણ પહોંચાડે ઘણાં;
ખાવો બેઠો ભાળા જપે, જો આવે તે એને ખપે. ૪૭
ઢોંગી આવા કોઇક હોય, ન જાણવા એવા સૌ કોય,
એવાને સ્ત્રી પુત્રી કશી ? ટેક્ષમાટ મંદિરમાં વસી. ૪૮
અદેખાઇ એમાં નવ હોય, સમદર્શિ+ સ્વાર્થી અતિ સોય;
ચેતનદાસ હવે એ સમે, તીર્થ સંચર્યા શુણજો તમે. ૪૯

## હરિગીત છંદ.

ઘરમાંથિ જર વર ધૂળ કરતો દેખિ અળળા ઊચરે,
"સમજો અરે શુભ સ્વામી! આમ કરે અરથ કંઇ નહિ સરે;

---

* ઝટ લઇને. ‡ હાથમાં. x આ શબ્દમાં શ્લેષ છે. + આવા સમદર્શી હોય તેજ સ્વાર્થી હોય છે, બીજા ખરા નહિ.

આ વિપતના વિસ્તારથી કરુણા ભયાનક બે છલે,§
ઉર માંહિ ઉપજે ત્રાસ, જીભણીને ઘણી છાતી બળે!
તેથી પ્રગટ દુખ સ્પષ્ટ કરતાં લેખિની નથિ ચાલતી,
સરસ્વતી પડી પશુ હાથ, વિપરીત વાત એ ઉર સાલતી! ૫૬

થોડે દિવસ થઇ કાપતા, જડ જમની ઘરમાં લાવિયો,
રૂપું કર્યું એ કામ, ધોળ ઘણો ગજબનો વાળિયો;
ફળ આમ્રનું તજિ આકનું સંગ્રહ્યું શંખે ગેહમાં,‡
દેવાંગના ડાકીણી† કરી, દિલ દીધું ડાકણ દેહમાં. ૫૭

કેતકી ક્યારો પરહરી, કૌવચ ઉગાવા આદર્યું,
કંકુનો ભૂશિ કુટિલ, કાજળનો કરી કાંઠું કર્યું;
શુભ વંશવર્ધિની વેલ વનિતા છાંડિ વંશનિકંદિની
વિષવેલ બહુ વંદેલ વહાલી કીધિ ફંદનિ નંદિની*. ૫૮

સ્વકીયાસુવર્ણ તજી કથિર પરકીયા નટવર સંગ્રહ્યું,
પરિણામ મૂકી પોક, ફૂલ્યો ફોક એમાં શું સર્યું?
રાખી બહુ રાજી થઇ રાણી કરી રખડેલિને.
સતી આપ પતિવ્રતધારી દાસી ઠામ મૂકી ઠેલિને! ૫૯

જેણે મુકી કુળલાજ, રાજ મળ્યું ગણે તે આપને,
થાપે ઉથાપે ચાલ ત્યમ, માને ન કોવા બાપને;

---

§ છલકાઇ જાય. (સરસ્વતીના દુઃખનો વિસ્તાર કરતાં કરુણા અને ભયાનક બન્ને રસ છલકાઈ જાય, માટે દુઃખ ને ભય ઉપજે, તેથી વિસ્તાર કરેલો નથી.) ‡ ઘરમાં. † અળખામણી. * પુત્રી (જાણે ફંદની-ફેલનીજ પુત્રી નહિ હોય શું એવી.)

તે રીત તજિને ભીત, નાથવનો સરસ્વતીનાથ છે,
જુલમી થયો નિજ જુવતીપર, ઝાલી શકે કુણ હાથ તે ? ૬૦

## ચોપાયાંની દેશી

નટવર નિજ નારીને કહે છે, "સાંભળ વાત તું મારી;
વાત કરી ઘરની જાહેર તો, નાંખિશ તુજને મારી ! ૬૧
તાકે તારૂં જો તું સારૂં, તો મૂગી તું રહેજે;
જમતાજી જે કહે તે કરતાં, ના મુખથી નવ કહેજે ! ૬૨
અદેખાઇ કીધી તો આંખો ફોડિશ નિશ્ચે તારી !
ચળવળિ જીભ કદી જો તુજ તો સજ છે પાળી મારી !!" ૬૩
ડર દેખાડી દમ બહુ દઇને, ખર તે ખુશિથી ખેલે;
બેને દિલ બળતે દિલડાહી, રાંધિ રસોઇ મેલે. ૬૪
પહેલે દિન કંસાર કરાવ્યો, ગેહિની પાસે પતિએ;
નાંખિ પાટલા સમીપ અડયાં બે, પિરસ્યું શાણી સતીએ ! ૬૫
ધણિયાણી સમ માંડયો સઘળો, ધુત્તીશું વ્યવહાર;
ખાય ધણી ગમ, પહેરે શંખિની સતીના શુભ શણગાર. ૬૬
ઘરધંધો ધણિયાણી પાસે, પાપી પૂર્ણ કરાવે;
રાખ રાખ સરખી પાટે બેસારિ પાન ચવરાવે ! ૬૭
કો વખતે ડહાપણ દર્શાવ્યા, ચલચુ જણા'વા જમની,
દૂધમાંથિ કાળું કાઢે ઝટ, જાણે ભગની-જમની ! ૬૮
અવર્ણ્ય દુખ અબળા આવું બહુ. મૈન ગ્રહણ કરિ સાંખે;
પેટ બળે પણ અણચાલે મલકાતું મુખડું રાખે. ૬૯
આ પરથી બીકણ બાળી લાગણીવની નવ લેખો;
દૈવતવનિ દામણી દેખી નવ પશુ સરખી તે પેખો. ૭૦

પશુ સરખી પણ પેખી આવું, સહન કદાપિ ન કરે;
તો દેવી જેવી જુવતી આ સહન કરે તે શું અરે! ૭૧
ડગે મેરુ પણ ન ડગે કદિએ, તુટે આભ નવ ત્રાસે,
માર કંથનો પડવા બીકે, તે કયમ ઉરથી ત્રાસે? ૭૨
ત્રાસી તેથી બની ઉદાસી, અણુચાલે રહિ વશમાં,*
નવ કરવાનું કરતી સતી નવ જાણો રાત દિવસમાં! ૭૩
પણ પતિવ્રતનો ટેક ધારિ વ્રત નિયમ આદરી પ્રબળા,
ધૈર્ય ઢાલ ધરિ વિપત્તિ ઝટકા ઝીલી રહિંતી અબળા. ૭૪
બાજી સુધરવા માટ તિતિક્ષા× સાધન મુખ્ય કરીને,
આકળિ નથિ થાતી રાતી થઇ, ક્રોધ વિરોધ ધરીને. ૭૫
'ધીરજનાં ફળ મીઠાં' ગણિ મન, કાળ ક્ષેપ તે કરતી;
તાતતણી શીખામણ ઉર ધરિ, બાળા તે અનુસરતી. ૭૬
શિખવ્યા છે સારી રીતે પતિવ્રતા ધર્મ નિજ તાતે,
અભ્યુદય એમાં અબળાનો વર્ણ્યો છે બહુ વાતે. ૭૭
તેથિ ટેકમાં રહિ તે રામા કરતી નિજ કર્તવ્ય;
સ્વામીઆજ્ઞા શિર ધરતાં, ગણતી ન સવ્ય અપસવ્ય. ૭૮
બાકી કહો આવું કુણ બાળા, સહન શકે કરિ કષ્ટ?
અદેખાઇ પશુપક્ષીમાં છે, જેનિ સૃષ્ટિમાં સ્પષ્ટ. ૭૯
આવાં દુખથી કંઇ કામિનીઓ, પૂરતાં કૂપ ન કરિયો;

---

* ધણીના ત્રાસથી ત્રાસી ને ઉદાસી બની અણુચાલે વશમાં રહીને તે સતી ન કરવાનું કરતી હતી, એમ કદાપિ ન જાણશો.

×. ધીરજ-સબુરી.

ઘણિમાં ઢંગ ન દીઠે કંઇકે ટૂંપો કંઠે ધરિયો. ૮૦

ખર જેવો નર જોઇ પર નરમાં પ્રીત કરી કંઇ નાડી;
વિષ આપી એવા વરને, ગાંડું કરતાં નવ ગાડી.× ૮૧

સરસ્વતીને વણ પરણી શોકયનું દુખ બહુ વધિયું એવું,
કવિ કોવિદ વર્ણી તે ન શકે, જિભે ન વદવા જેવું. ૮૨

ભાગ ધરતી આપે એવું મહિમા તે નજરે નરગે!
પડે વીજ એવું વિપરીત ચિત સ્થિર કરિ ઉરમાં પરગે!! ૮૩

અનુભવ એવો કો બાળાને, જિવતે કદિ નવ થાશો;
બાળવિવાહતણો બુધજન† જોશેજ ગજબ છે આ શો! ૮૪

સરસ્વતીવીતક ગુણનાં સુંદરી કંઇ મૂછિત થાય;
સાંભળતાંમાં રુધિર શરીરનું, તરત સુકાઇ જાય! ૮૫

તેથિ પટંતર રાખિ ઉપરથી§ વાત સ્વરૂપ આ કહિ છે;
સમય સમયની વીતક વાતો કવિના ઉરમાં રહિ છે. ૮૬



× હારી. † ડાહ્યા પુરુષો. § ઉપર ઉપરથી-ઉપલક.

# અધ્યાય ૧ મો.



## લક્ષ્મીવહુની લીલા અને ગુણવંતનું મૃત્યુ.

### રુચિરાછંદ.

ધારામાં ગુણવંત તણી સ્થિતિ, વર્ણું વદન થકી સુજનો,
વીતક સમય સમયનું સુણતાં, દુખ પામી દિગ્મૂઢ બનો;
કુંભારજાના દુખની કહાણી, જેને વીતી તે જાણે,
અવર અહંકૃતિ અતિ ધરિ મનમાં, મિથ્યા મોટમ ઉર આણે. ૧
પદ્મનાથ પરલોક ગયા પછિ, ગરથ ઘણો ગૌતમ ઘરનો-
કર્યો પહોંચતો પિયર લક્ષ્મીએ, હિત વિચાર ન કર્યો વરનો;
માનું હિત ચાહ્યું માનનીએ, ધણિનું ધન ધૂળધાણિ કરી,
સાસરિ પર જરિ સ્નેહ ન જેને, પિયરરખૂ નિવડીજ નરી. ૨
પાર્વતીએ પૈસાવાળું ઘર સુતહિત ચાહિ પસંદ કર્યું,
પદ્મનાથ પડતે પોલુંઢમ નિકળ્યું ખાલી ખોખ નર્યું;
લક્ષ્મીની લાલચથી લક્ષ્મી વરાવિ સુતને વહાલ ધરી,
દરિદ્રતા ઘર ઘાલી તેણે, લક્ષ્મી વરની દૂર કરી. ૩
ગૌતમપાર્વતી જીવ્યાં ત્યાંસુધિ, કજ્જો કંઇક રહ્યો ઘરમાં,
ભેલ પાડિ ભામિનીયે પછિથી, વક્કર નહિ જોઇ વરમાં;
વક્કર ક્યાંથી પડે પ્રથમથી, વર ન્હાનો વહુથી મળિયો,
બટી નહિ એ કારણ બાળા, મેળ ન મૂળે થકી મળિયો. ૪
શૂરપૂર સંગ્રામ વિષે નર, ધીરવીર ધીંગો હોયે,

તરૂણી તેનું તોલ ન રાખે, તીખો તક્ષક* સમ તોયે;
પંડિત પ્રૌઢ જગત જાહેરને, કાયર કામની સઘ કરે,
વિજયી નૃપને વશ નવ રહેતાં, ફાવે ત્યમની આપ ફરે. ૫

આમ કામ કામનીનું છે ત્યાં, ગુણવંતની ગુંજાશ કશી ?
રામા રહેતો આપથિ, નહિ તો સગા બાપથી જાય ખશી;
સરખી નથિ જગમાં સુંદરીઓ, ભરિયો કંઈ ભલપણજળથી;
વક્રર વરનો આપ વધારે, ધર્મ ગુણી નિજ, નહિ બળથી. ૬

રોગી હોય કે રંક કદાપિ, ઢંગ વરો ન્હાનો નિજથી,
તોપણ તરુણી તોલ વધારે, સ્વામી નિજ સમજી રિઝથી;
ભલે ભિખારી હોય તથાપિ, ચાપી નિજ ભર્ત્તા હામે,
ભામા ભક્તિ કરી શુભ તેની, નિત્યે શિર એને નામે. ૭

કેળવણી કુમળી વયમાંથી, ઉત્તમ આપેથી બાળી
નીવડશે નારી સુખકારી, વરનું હિત કરવા વાળી;
લક્ષ્મીને લઘુ વયથી કશિએ કેળવણી ન મળી રૂડી,
મોં જોઇ લાડકી માની મહિયર, નિવડી કુળકાતર ફૂડી. ૮

પૂર્વવાત અત્રે વિસ્તારી, નથિ કહેવામાં માલ કશો,
વાત કહું ચાલુ ગુણવંતનિ, જ્યારથિ ફાંદે પૂર્ણ ફસ્યો;
ચંપાણો વય ચૌદ વર્ષમાં, પિતા ગયે ઘરબાર થકી,
ભણતર ગણતર પાર ન પામ્યો, ન્હાનપણે પરણે નક્કી. ૯

જોડાયો સંસારધાણિયે, કાંચી વય કસ પ્રાપ્ત વિના,
કશું પરાક્રમ દાખી ન શક્યો, બગડી જેની બહુજ બિના;

* તક્ષક નાગ.

સાસુએ ડાકણની રીત, દમી મને દુખ દીધ ખચીત।
વેરાગી સસરો અહિં થયો, ચોળાવી ચાલ્યો ચટ ગયો!!!" ૨૩

વિષમ વેણ વામાનાં શુણી, લાગિ કંથ મરચાંની ધુણી:
થયાં રકત લોચન ધમધમ્યો; શાંત છતાં એ વેળ ન શમ્યો. ૨૪
ઉઠયો આકળો થઇ અતિ આપ, "વદો શંડ મૂકે ક્યમ માપ!"
એમ વદી પાટુનો પ્રહાર, કંથે કર્યો ન લાગી વાર, ૨૫

લાત હણી લલનાને યદા, કર્યું તોફાન તરુણીએ તદા;
"મારિ નાંખિ એ મારો બાપ!" એમ પુકારી કર્યો વિલાપ. ૨૬
ફતવા કીધા નારે ફોક, મળ્યા પાડપાડોશી લોક;
રાગ કાઢિ રડતી નવ રહે, "હાય મરી ગઇ" મુખથી કહે. ૨૭
"જમની* પાટુ જમણી કૂખ, લાગી વસમી તેનું દુઃખ,-
નથિ વેઠાતું ઓ બાપરે! પ્રગટ્યાં મુજ પૂરણ પાપરે! ૨૮

કસાઇકાટલું મારૂં કરે, હાય! હાય! હું શું કરૂં અરે!!
દુખે મરી રહી છું આ વાર, સહ્યો ન જાએ મુજથીમાર!" ૨૯
વદી આમ છેડો વાળિયો, બળતાને પૂરણ બાળિયો;
"અરે ભાઇ આવું શું કરો, વિવેક કંઇ પણ રાખો ખરો! ૩૦

દાનાધ્યક્ષતણું ઘર આજ, વગોવાવતાં ન ધરો લાજ;"
એમ અનેક રીતે કહે લોક, "ફજેત શાને થાઓ ફોક!" ૩૧
શીખામણ સૌની સાંભળી, ગુણવંતો ધીકે પરજળી;
દેખિ ન્યાય ઉલટો નિજ દૃષ્ટ, લાજવંત ઉર પામે કષ્ટ. ૩૨

* સ્ત્રીને જમની ઉપમા આપી, એક લેખે ગાળ દેતી જાયછે ને રડતી જાય છે. ફિતૂરી સ્ત્રીઓ આમજ કરે છે.

મનની મનમાં રહે ક્યાં કહે, જે જયમ કહે સમ ગળિ જઈ સાદ:
છાની રાખિ સોકે લક્ષ્મી, શાંત પાડી તોપણુ નવ શમી. ૩૩

**દોહરા.**

રાક પતાવી લોક સૌ, વિખરાયા જે વાર;
માનનોં મોડી રાત્રિએ માંડયું દુઃખ નિર્ધાર. ૩૪
'પીટશે પાડુ ઘણી મને, રડશે બહુ રંજાડિ;
નબળો ગાંઠી વડુ ઉપર, શૂરો દીઠો દા'ડી. ૩૫
માટે મારાં છોકરાં લઇ હું કુવે પડીશ;
ચોખું કરી એનું બધું નિત્યે મુએ નડીશ!" ૩૬
બબડિ એમ નિજ બાળકો, જગાડિયાં ઝંઝેડિ;
જવા કુવે તૈયાર થઇ, તે સઘળાંને તેડિ. ૩૭
કાચિ ઊંઘથી ઊઠિયાં, કુમળાં કાલાં બાળ,
રો કકલાણુ કરી રહ્યાં, મા જેની મછરાળ.* ૩૮
ટીપ્યાં તવ બહુ તેમને, કરી કારમો ક્રોધ;
કંપ્યો કંથ કુતૂત આ દેખી શુણિ દે બોધ, ૩૯
"તારી સારી રીત આ નથિ કહું શું બહુ વાર!
ઉચિત ન કરવું આમ જો, ઢંગે રહે નિર્ધાર." ૪૦
એમ કહીને બાળ સૌ લિધાં ઓથમાં આપ;
તાણુતાણી એ સમે, થઇ રહિ અધિક અગાપ! ૪૧
વિચિત્ર ચિત્ર જણાવવા, એહ સમયનું આદ્ય,
કવિલેખણ અટકી પડે, પ્રકટ કરૂં શું પદ્ય? ૪૨

* ચરખી-મસ્તીની ભરેલી.

કરુણા હાસ્ય ભયાનકે-મિશ્રિત આ મંડાણ,
મધ્ય રાત્રિએ મચિ રહ્યું, ન જાય વર્ણ્યું વાણ. ૪૩
માત્ર કલ્પના એહની કરવી સુજન સુજાણ।
એપરથી ગુણવંતની, સ્થિતિ નિરખો નિર્વાણ. ૪૪
ખેંચતાણ કરતાં થયું, બાળક પામ્યાં કષ્ટ;
કારમિ ચીસો તેમની, શી હું વર્ણવું સ્પષ્ટ? ૪૫
બોલી બાળા બળ કરી, અંતે કરિ અતિ રીશ;
વદિ વિપરીત ચિત પરજળી, જવાળો આપે શીશ. ૪૬
"રાખ્ય રડયા તુજ છોકરાં, પાળજે તું કરિ પ્રીત;
પડું કુવે હું આ હવે, ચટપટિ નવ કર ચિત્ત!!" ૪૭
આમ વદી ધણિધામથી, ધબ પગ ધરતી નાર-
ચટ લઇ ચાલી નીસરી, ક્ષણ નવ લાગી વાર. ૪૮
થથર્યો એથી ઉર વિષે, અધિક આપ ગુણવંત;
ચટપટિ ઉપજી ચિત વિષે, ચતુર વિચારે ચંત. ૪૯
"હાય હવે હું શું કરૂં, જાશે મારી લાજ!
કામની કૂપ વિષે પડી, સૌ કેહે કૂડું કાજ!! ૫૦
પરિવાર ત્રણ પુત્રોનો, પાળું હું શી પેર?
પુત્ર ભોસ છે પાંચનો, વાળ્યું પાકું વેર!" ૫૧

ચોપાઈ.

આમ વિચાર કરી તે વાર, નિકળ્યો નરમ થઈ ઘરબહાર;
પાડોશી ડાહ્યાનું દ્વાર, ઠોક્યું ગુણવંતે ગ્રહિ સાર. ૫૨
ઉઠાડયો હળવે દઇ સાદ, વીતક માંડી કહ્યું અવિવાદ;
ધીરજ દઇ શુભ ધીરજરામ, વાળ્યો ચતુરની મનાવા ઠામ. ૫૩

પોત પ્રકાશો ખાસું તમે, લાજ રાખવી જે નવ ગમે;
કરિશ આજ ખાસો કંસાર, પિરશિશ ઘીની છૂટી ધાર! ૬૫
વેચિશ કંઈ તાણિશ ત્રાક,* માથું જાતાં રાખિશ નાક!
બાપ નામ બોળો કદિ તમે, પણ હું તેમ કરિશ નહિ કયમે!! ૬૬
વરવૃત્તિથી ઉલટી આમ, નિત્ય નારી ચાલે સૌ કામ;
કંથ કહે "કરજે તું આમ," તો કહે "ના હું કરિશજ આમ!" ૬૭
વાળે ઝાડે નહિ શુભ રીત, એઠાં વાસી રાખે નિત્ય;
ગંદવાડ ઘરમાં બહુ કરે, વીણ્યા વણ કણ ચૂલે ધરે. ૬૮
ચાલુ હારવાને કોયલા, પકવપાક કીધા વિણ ભલા;
કાચું પિરશે ઝટ લઈ નાર, છાંડે પિરસ્યું સૌ તે વાર. ૬૯
માપ વિના રાંધે મસ ધાન, ચઢયાબળ્યાનું ન રાખે ભાન;
'ભૂંડી રાંડે બમણો વરો,' અનુભવ અત્ર ખચિત છે ખરો. ૭૦

## હરિગીત છંદ.

કહે એક દિન ગુણવંત, "ઉઘરાણી હુ આજે જાઉં છું,
"લખણી+ થયેલી લેવિ છે, ટાંપું હું તેથી ખાઉં છું;
રાંધી રસોઇ રાખજે; આવિશ બપોરે હું નકી,"
કહિ કામનીને આમ, ગામ ગયો સુણી નર ઘરથકી- ૭૧
રઝળી ઘરોઘર થાકિ પાકી, પાંચ કોશથિ કષ્ટથી,-
પાછો ફર્યો તે પુરુષ, અથડાયો કઠિણ અદષ્ટથી;
મધ્યાહ્ન ગ્રીષ્મ વિષે તપી પગ ઘર વિષે મૂકયો યદા,
પરિતાપ પાંચગણો તહાં પેખ્યો તરત ઘરમાં તદા. ૭૨

---

* સૂતર કાંતીશ. + ટીપ. (બ્રાહ્મણ કથા વાંચે, કે દેવની પૂજા, પાંધિવ કરે, તે બદલ જે ટીપ કરી આપવી, તે લખણી કહેવાય છે.)

જુવતી ખરે મધ્યાહ્ન તાણી સોડ ને સૂતી હતી,
ટાઢું શીળું ખવરાવિ ખાઇ, રાંધ્યું નવ જોણે રતી;
ગુણવંત ઘરમાં આવિ જોયું પાકશાળાની ભણી,
આળોટતાં ચૂલે બિલાડાં દેખિ રિશ વ્યાપી ઘણી. ૭૩
તાપે ભુખે અકળાયલો બનિ આકરો મુખ ઉચરે,
"રંડા નથી કેમ રાંધ્યું?" બોલી સ્ત્રી પછી સ્વર ખોખરે;*
રે! રાંડ તારી હોય તે, મા બેન, પીટયા માહરા!"
ઊઠી ચઇને આકળી, બોલી ધ્રુજાવી રહી ધરા ૭૪
"પટપટ દિયે શા જવાબ? પાપિણિ! રાખ વશ મુખ તાહરૂં."
વદિ બાળી "તારો બાપ પાપી, વેણ શુણ ફરિ માહરૂં!"
"નીકળ તું મારા ઘરથિ", "નથિ ઘર તારૂં મારૂં એહ છે"
"પ્રભુ પાડ મારો દેહ", 'ફૂલું ખરિ ગયું જાણિશ તેહ છે!' ૭૫
સંતાપ આમ અમાપ ઉપજાવે સદા સ્ત્રી સ્વામીને;
દવ દુઃખનો દેખી મરણ માગે પ્રભુ શિર નામીને;
સંતતિ કાચી વયનિ ચયલી, રહે દુર્બળ દેહની,
રોગાદિથી રગડાય, તરતીબ રહે પુરી નહિ તેહની. ૭૬
ધૂંચાઇ ઘરની જાળમાં ગુણવંત બહુ રીતે ગયો,
તારુણ્ય મધ્ય તવાઇ, વૃદ્ધ ખરેખરો ત્રીશે થયો!
પુત્રીઓ પરણાવાતણા દેવા વિષે ડૂલી ગયો,
લય પામવા ક્ષયરોગ, વય કાચી વિષે કાયે થયો. ૭૭
લીધી ન કાશીએ લહાણ, લહાવ મળ્યો ન પરણ્યામાં

* ખોખરા શબ્દમાં ફુવડ શંખણીની લક્ષણા રહેલી છે. એ શબ્દનાં લક્ષ્મીનાં લક્ષણો ધ્વનિ છે. 21615

ખાધી ખરેખર ખોટ, દુખની દોટ યદિ જગથી ખસ્યો !
જાતાં જિવન જુવતીએ જાણ્યું, કેટે ટેંથ વિના ખરૂં,
અનુભવ થયો નિજ નેટ; સારૂં સર્વ અહિં પેખ્યું પરૂં. ૭૮
અંતે ઘસ્યા બહુ હાથ; નાથ વિના વિપત આવી પડે,
જિવતાં ન ગુણ જાણ્યા જરો, મરતાં મલાવીને રડે !
ઉપકારીને સંભારિ નારી, ભારિ શોચે પળ પળે,
વહિં ગયું સુખનું વારિ; બેદરકારિ પાછળ વલવલે. ૭૯
આ રીત જે કોઇ નાર, નિજ ભર્ત્તારે કિંમત નહિ કરે,
દેખશે તે દારદુખ ને, શોચે પછીથી નહિ સરે;
પતિ પર રતિ* શુભ રાખતાં, ઈશ્વર અડયું નહિ રાખશે,
પરપ્રીત પીતળ નીવડે, દુખ એહિ અંતે ચાખશે. ૮૦



--- ...તિ.

# अध्याय १० मो.

## સરસ્વતીના દુઃખની પરિસીમા.

### દોહરા.

ઉજ્જેણીમાં આજ સુધિ બનિયો જે વૃત્તાંત,
વર્ણવું તે સંક્ષેપમાં, શુણજો થઇ સૌ શાંત. ૧
નટવર ઘર જમની રહી, ત્યાંથી રહી જે વાત,
કહું શ્રોતા શુણજો તમે, ભાવ ધરી મુજ ભ્રાત. ૨
બેનો બહુ શુણિયું તમે, સરસ્વતી ચારુ ચરિત્ર;
કહું આગળ હું કોડ ધરિ, સમજી થાવ પવિત્ર. ૩
નિંદા નાત વિષે થઇ, નટવરની નિર્ધાર;
ગુપ્ત વાત આપે પ્રગટ થઇ નવ લાગી વાર. ૪
ચોળાચોળ થઇ ઘણી, પડ્યો નાતમાં ઘોળ;
વર્તાયો ગે વાર જવ, નટવર ઘરમાં રોળ. ૫
રાંધિ રસોઇ ધરી રહી, પર્વ વિષે પુળ માંહિ;
દીવાળીના દિવસમાં, હોળી હતી તત્ર ત્યાંહિ. ૬
ગંઠિયેણ ઘરમાંહિથી, મારી જમરો હાથ,
ગૂમ થઇ ઘડી એકમાં, ચાલી નવ કો હાથ ! ૭
હેમમાણું ગૌતમતણું અને બિજા શણગાર—
જમની સાથે ઝટ ગયા, ક્ષણું ન લાગી વાર. ૮
સરસ્વતી પડિ શોકમાં, રડી ઘણી બનિ રંક,
માથે હાથ દઇ વદે, કેમ થયો વિધિ વંક ?

બનિ વ્યાકુળ શઠ બ્હાવરો, નટવર દેતો દોટ,
કોટવાળ પાસે ગયો, જ્યાં છત્રપનોઈ§ કોટ. ૧૦
કોટવાળ આવી કરી, કરિ તજવિજ કહે આમ:
"ધાંટા શાને પાડિયા? ઘરમાં થયું આ કામ! ૧૧
શક છે કો પર તાહરો, બક ઓ નર બેભાન!
નહિ તો જૂઠી અરજનું દેઈશ શિક્ષા દાન!!"
ધમકાવ્યો તજવિજ કરી, ડરી ગયો તવ આપ:
તજિ આડું અવળું પછી, આપ્યો સીધો જવાબ. ૧૩
એથી વાત ઉઘાડિ પડિ, નટવર કેરી નેશ;×
"ફટ! ફટ! નફ્ફટ" કહે સહુ, "ચોળી મોઢે મેશ!!" ૧૪
વિદ્યુત†વેગે વહિ ગઈ, દગણી કરી કરાર;
સાંઢણિપર અધરાત્રિએ, થઈ આપે અસવાર. ૧૫
બાવાજીથી બાવીએ, મૂળ કરી સંકેત,
ધાટ ધડ્યો નવટર તણો, ઉપર જણાવી હેત. ૧૬
જઈ મળી અતિ ઝડપથી, સાધુરામને સદ્ય;
શોધ કર્યે નવ સાંપડી, ચાથડાયે આગ્રહથ. ૧૭
નાત બહાર નવટર કર્યો, નાતે એહ નિમિત્ત;
તોપણ ડહાપણ નવ ગ્રહ્યું, ચાનક રાખી ચિત્ત. ૧૮
સરસ્વતી મતિશુદ્ધથી, સ્વામીને સદ્બોધ
આપે વસમી વેળમાં, કદી ન પ્રગટે ક્રોધ. ૧૯
ધીરજ દે ધીમી રહી, પડતીમાં ધરિ પ્રીત;
વચનામૃત એ વેળમાં, વર્ષાવે શુભ રીત. ૨૦

§ રણો–ડાકેમ. × નઠારી. (નઠારી વાત ઉઘાડી પડી) † વીજળી.

## ઝૂલણા છંદ.

પ્રાણપતિ હૃદયના હાર મુજ હર્ષના,
સૂર્ય સૌભાગ્યના સ્વામી મારા;
રથ મનોરથ તણા, મોહના મેરુ મુજ,
પ્રેમના પીયૂષનિધિ, નેત્ર તારા;
રાશિ છો રત્નના મુજ રતિના રુડા,
ભાગ્યના ભવ્ય મોટા મિનારા;
ક્ષાર જગપૂર્ણ સંસાર નિઃસારના,
કંથ છો આપ કાંચન કિનારા. ૨૧

વિપતિ આવે ન થાઓ વિકળ વહાલા,
દૃઢ રહો ધૈર્ય સુખધામ ધારી;
મોભ મરડાય મજબૂત નવ ભાર સહિ,
વળી તણું શું ગજું લે વિચારી;
આપ સંતાપ વશ દેખિ સળગી જઉં,
આંખિ મુખ આંખું વહે નેત્ર વારી;
મંદ સુખકંદ જીવન નજર જોઇને,
વશ રહે જીવ નવ, રાખું વારી!! ૨૨

સ્વામીનો રંગ રળિયાત નિરખી નયન,
મોદ હું પામું મસ આઠ અંગે;
પૂર્ણિમા ચંદ્રને જોઇ જેમ પોયણી,
થાય પુલકિત રહે દીપિ રંગે;
નાથનું નૂર ઉતર્યું યદા જોઉં હું,
રોઉં મુખ હાથ ધરિ રહું ન ઢંગે;

વહાણુ જ્યમ માલ ભરિયાં ખુડયાં હોય ત્યમ,
ગાંઠી જેથી બનું ગત ઉમંગે. ૨૩

મેં મતિહીણીએ આપને વીનવી,
પ્રથમથી ચેતવણી આપિ ચારુ;
પણ અહો પ્રાણપ્રિય ! પાપ મુજ પૂર્વને,
માન્યું નહિ મંદ જ્યાં ભાગ્ય મારૂં;
પાસ આપત્તિ આવે વડા વિબુધની
બુદ્ધિ બદલાય વૃદ્ધ શું હું વારૂ ?
હેમમૃગ હોય નહિ, તોય માની ખરો,
રામ ગુણગ્રામ ચૂક્યા વિચારૂં. ૨૪

નળ યુધિષ્ઠિર ન જાણ્યું મહાનેષ્ટ છે
દ્યૂત, નબળો સમો નિકટ આવે;
ચંદ્ર ચૂકી ચળ્યો, એથિ પ્રતિદિન ગળ્યો,
દેવપતિ* આવિયો પૂર્ણ દાવે;
ભવનદી છે ભયંકર મહાભૂલની,
ઇંદ્રિયોવારિ નિતને ચળાવે;
કામ ને ક્રોધ મદ લોભ મોહાદિ મચ્છ,
ટેક ત્રણ લોક કેરા ટળાવે. ૨૫

---

* ઇંદ્ર. (બૃહસ્પતિની ઉપરે મોહિત થઈ વ્યભિચાર કરી ચંદ્ર સપડાઈ શાપિત થયો હતો, તેજ પ્રમાણે ઇંદ્ર ગૌતમની સ્ત્રીશું વર્તતાં દાવમાં આવ્યો હતો. પોતાનો ધણી જુગારી, વ્યભિચારી છે, માટે અન્યોક્તિઓથી માઠું ન લાગે એમ બોધ કરે છે.)

વાંક નથિ એક પણ ટાંક પતિ આપનો,
આંક મુજ કર્મના છેજ એવા;
આપને આશ્રયે સુખ રહ્યું માહરૂં,
દે કહો દેવ તે કેમ સેવા ?
આપ સંતાપ તલમાત્ર કરશો નહિ,
સજિશ હું પૂર્ણ દિન રાત્ર સેવા;
પ્રાણવલ્લભ પ્રસન્ન દેખિ પુલકિત બનું,
જાણું મુજને મળ્યા મિષ્ટ મેવા. ૨૬
વિપત વાદળ જશે સર્વ વિખરાઇ પ્રિય,
માટ ગભરાઇ ન રહો ભરાઇ;
આણિ ઉત્સાહ ઉદ્યોગ શુભ આદરો.
પ્રતીત* પળ એક ન કરો પરાઈ;
ગતતણો શોચ કરશો ન સ્વામી કદા,
ચૂક છે કર્મ જોગે કરાઈ;
ક્લેશ તેનો તજો જગતથી છે ગયા,
મલિન ચિંતાથિ મનુષો મરાઇ. ૨૭
દાગિના દેખવા માત્રના મુજ ગયા,
હેમશિર તાતનું નાથ ! તેવું;
સત્ય શણગાર સ્વામી રહ્યા એથિ છે
સૌ રહ્યું, માનું મન સત્ય એવું;
સ્વામી વિણ જાણું શૃંગાર અંગારે હું,
તાતશિર જીવ વિણુ જ્વાળ જેવું;

* વિશ્વાસ, પતીજ.

લક્ષમાં તે કદી આપ લાવો,
તો કઠિણ કર્મના લેખ મુજ રદ થશે,
લધશ જન્મ્યા તણો સત્ય લાવો;
સ્વામીને હાથ છે સુખ સ્યામાતણું,
દૈવનો તેપરે છે ન દાવો;
ફૂશકાં સુખ છે કામનીનાં ગિનં,
કંથ માનું ખરો મિષ્ટ માવો." ૩૪

છપ્પા.

સ્વામીને ઉપદેશ, બેશ સરસ્વતી ત્યાં આપે;
કઠણ વેળમાં કષ્ટ કાળજાનું કટ કાપે;
મૃદુ વેણનો મલમ, ચાવ ઘટને દે ઘરણી;
કરે મંદને સ્પંદ,x તીવ્ર નવ કહેતાં તરુણી;
ધીરજની ઢાલ ધણીતણી, માઠિ વેળની મિત્ર છે;
પદ્મની આ પતિવ્રતધારી શુભ, તનમન પૂર્ણ પવિત્ર છે. ૩૫
હોએ સુન્ન પવિત્ર, નાર તે મિત્ર ગણીજે;
રાખી સદૈવ પાસ, માન તેને ભલ દીજે;
જેના મુખના બોલ; તોલ અમૃતથી મીઠા,
ક્લેશ અને કંકાશ, જેહથી અળગા દીઠા;
જે ઉપજાવે છે પળપળે, ઉરમાં અતિ આનંદને,
ચાલાક કરે છે ચતુર તે, ધણી તણા મન મંદને. ૩૬
જેનાં નિર્મળ નેણ, નેહશું સ્વામી ન્યાળે,
બીજો બાંરે ભૂપ હોય તેને નવ બાળે;

x હાલતું—ચંચળ.

હસતી અને હમેશ ધૈર્ય આપે ધણિયાણી,
જીવ ગયે નવ ખુએ, જેહ મોતાનું પાણી;
સુખ સમયે રાખે સ્નેહ પણ, દુખ વેળે તો દશગણો;
સંસાર સાગરે સ્ત્રીજ એ, ગણપત કહે નૌકા ગણો. ૩૭
આવી હોશે નાર, તેહ જન આ ભવ તરશે;
એથી ઉલટી મળે, ખચિત નર બૂડી મરશે;
ક્રોધમુખી કો હોય, કપટથી કોઇ ભરેલી,
દુષ્ટ કામમાં પૂર, હોય નવ જેહ ડરેલી,
દુખમાં સુખ નવ કદિ આપતાં, ક્રોધે ચપકો ચાંપતી,
ઉપજાવી ક્રોધ વિરોધ ને આનંદ-અંકુર કાપતી; ૩૮

દોહરો.

સરસ્વતી ને લક્ષ્મી વિષે નિરખો આવો ફેર;
પહેલી દુખદવ હોલવે, વાળે બીજી વેર.+ ૩૯
સરસ્વતી સંકટ સહાય થઇ, રહિ પિયુને અનુકૂળ;
લક્ષ્મી દુઃખમાં ડામ દઇ, થઇ પતિશું પ્રતિકૂળ. ૪૦
અયોગ્ય જોડાં નીવડયાં, શિશુવય પરણી આમઃ—
એકનું શિરફ઼ સાજું નહિ, એકનું વાંકું વામ.× ૪૧

+ આ દોહરામાં શ્લેષાર્થ રહેલો છે, એટલે એના બે અર્થ થાયછે. પેહેલો અર્થ ગૌતમની પુત્રી સરસ્વતી અને લક્ષ્મી તેના પુત્રની સ્ત્રી; બીજો અર્થ સરસ્વતી એટલે વિદ્યા અને લક્ષ્મી એટલે પૈસો આ બે અર્થવાળાં નામોના ગુણ મળતાજ છે, એ વિષે વિવેચન કરવાની જરૂર નથી. ફ઼ શિર આ ઠેકાણે સ્વામી અર્થે; ધણીએ સ્ત્રીનું મસ્તક છે. × ડાબું અંગ સ્ત્રી અર્થે, સ્ત્રી પુરૂષનું ડાબું અંગ છે.

નટવર દુઃખ દબાણમાં, આવ્યો આણી વાર;
ખટ પડયો ખાલી થયો, બનિયો પૂર્ણ ખુવાર. ૪૨
એથી અબળાની શુણી, કથનિ કંઇક દઇ કાન;
ચૂપ રહ્યો દિન ચાર તે, આવી જાણે સાન. ૪૩
પણ પલટાયો ઝટ પછી, પળ્યો અસલ નિજ પંથ;
કહિ ન શકી કશું કામિની, દેખિ ધ્રુવ કુટિલ કંથ. ૪૪
શ્વાનપુચ્છ ન્યાયે વળ્યો, શ્વાન પ્રકૃતિનો સ્વામી;
વનિતા વિશ્વપતિ ઉપર, ધરિ વિશ્વાસ વિરામી. ૪૫
શાકરપાશે ઓળિયો, મિષ્ટ કદા નવ થાય;
કસ્તૂરીથી લશણની, ગંધ જરા નહિ જાય. ૪૬
ઉપાય જગમાં સર્વના, સ્વભાવનો ન ઉપાય;
પન્નગ† પય પાતે છતે, વિષ એથી ઓકાય, ૪૭
મૂરખતાનું મહૌષધ, ઓસડ કંઇ નવ જોય;
સાબુ દૂધથી કોયલા, ધોતાં શ્વેત ન હોય. ૪૮
પ્રકૃતિ પડી તે જાય છે, પ્રાણ સાથ નિર્ધાર;
મહિષી+ ખૂંદે ખાબડાં, ગર્ધવ લોટે છાર. ૪૯
ઊખાણા શીયાળના, 'હુવા'§ ન મિથ્યા હોય;
સ્વભાવ સૌ સ્થિર થાય છે, ગુણ બહુ દાખે તોય. ૫૦

† સાપ. + ભેંસ. § શિયાળ ન્હાનપણથીજ 'હુવા! હુવા!' કરી શબ્દ કરે છે, તેને ગમે તેવી તજવીજથી રાખ્યું હોય, તો પણ તે સમય આવે 'હુવા–આ' એવો લાંબો ઘાંટ કર્યા વિના રહેજ નહિ. તે ઉપરથી કહેવત ચાલી છે કે–"શિયાળના ઊખાણા 'હુવા' તે હુવા."

અબળા આમ વિચારિને ધરિ દઢતા અતિ ઉર,
રાજ થઇ સંકટ સાંખવા, પેખી દુખનું પૂર. ૫૧
તોપણ અતિ પરિતાપથી, દીન દુખી દેખાય;
એકાંતે અકળાઇને, મનશું મસ મૂઝાય, ૫૨
છાયા રૂપ તણી સદા, રૂપ વિષેજ શમાય;
સ્વામી-સંકટ સતી થકી, કો આગે ન કથાય. ૫૩
ધણુ પ્રભુની કરિ પ્રાર્થના, કરે અર્જ જવ નાર,
ઉભરાયો તવ ઉર થકી, આપે દુખઉદ્ગાર. ૫૪
"હે પ્રભુ અશરણ શરણ વિભુ, નોંધારાં આધાર!
દશ દિશ દવ લાગ્યો દિસે, વળજો મારી વા'ર!! ૫૫
અવાટવીમાં ભવપતિ, કષ્ટનિ કાળી રાત
ભટકાવે ભડકાવિને, સહાય કરો સુખદાત! ૫૬
પ્રયત્ન કોટિક માહરા જળમાં ગયા જરૂર;
હારી સંકટકારી! હું, ન રહું મુજમાં નૂર!! ૫૭
સ્વામીને અકુનામી હો, સુઝાડો શુભ પંથ;
મુજ કીધું કશું ના વળ્યું, કળ્યા દુર્વ્યસન કંથ, ૫૮
મતિદાતા પતિને હવે, સુમતિ કંઇક સુઝાડ;
ગતિ મારી અટકી ગઇ, પડિયા દુખના પહાડ!! ૫૯
તાર્યાં તેં ત્રિભુવનધણી, અગણિત અધમ અપાર,
તો આજ રાજ થઇ, તું મુજ સદ્ય ગુધાર! ૬૦
વિશ્વપતિ સતી કંધકની, રાખી જતી લાજ,
તો અબળા હું રાંકને, શે આણો વિભુ વાજ! ૬૧
હરજી હદ થઇ શું કહું, તમ મરજી ન કળાય;
ધીરજ શી પેરે ધરૂં, આ હૈયું અકળાય!! ૬૨

લાજ રાખવી હોય તો, જગદીશ્વરના જીવાડ;
નહિ તો નમિ પાયે પડું, પિંડ હવે મુજ પાડ!!!" ૬૩

ચોપાઇ.

આમ સ્તુતિ અબળા નમિ કરે, ઝરણું નેત્રથી દુખનાં ઝરે;
પણ નટવર એવે શું કરે, એક ઘડી ઘરમાં નવ ઠરે. ૬૪
ફેલી ફાવે ત્યમનો ફરે, લંપટ લાજ કશી નવ ધરે;
દાંડ સમો કોથી નવ ડરે, પાપે પિંડ પલિત તે ભરે. ૬૫
જે રસ્તે ખાધા બહુ ખતા, મળી ન જેમાંહીથી મતા,
તે રસ્તે ગર્ધવ* તે ગયો, શિક્ષાથી× સાવધ નવ થયો, ૬૬
જુગારી હાર્યો બમણો રમે, ધન સંચિત જ્યમ ધૂળે ધમે,
ત્યમ બમણો બદફેલે ફર્યો, વિવેક મન જેને નવ વર્યો, ૬૭
ઘરનો ચોર થયોજ ગમાર, ત્યાં પરનું હરતાં શી વાર;
પ્રથમ માગિ લેતો મતિઅંધ, હવે ચોરીનો ચલવ્યો ધંધ. ૬૮
ઘરમાંથી છાની બહુ વસ્ત, ચોરે જે આવે નિજ હસ્ત,
જુવો રમે તેમાં જઇ ધરે, કેફ અફિણ ગાંજાની કરે. ૬૯
પડ્યો રહે †પુંશ્ચલીને ઘેર, જિવતર આમ કરે તે ઝેર;
વનિતાશું વાળે બહુ વેર, કરે ઘેર બહુ ચાકરાકેર; ૭૦

---

* ગધેડો. એ શબ્દમાં એવો ધ્વનિ રહેલો છે કે-ગધેડો ખત્તા ખાય, તોપણ પાછો તે જગાએ જાય. તેને શિક્ષા (માર) થી સાન આવતી નથી. "પંચતંત્ર"માં એ વિષેની એક વાત છે; જેમાં ગધેડો કન્યાની લાલચે ત્રણ વાર વાઘ પાસે જઇ અંતે નાશ પામ્યો હતો. × સ્ત્રીની સારી શીખામણથી બીજે અર્થ ચોરી થઇ, આબરૂ ગઇ, વગેરેની શિક્ષા. † પાતર-વ્યભિચારણી સ્ત્રી.

સરસ્વતીના સંકટની વાત, કહી ન જાએ અહિં સાક્ષાત;
ધણી થઇને પાડે ધાડ, અબળા ત્યાં શી રાખે આડ ? ૭૧
કાર ગામમાંથી અતિ ઘટયો, વિપરીત કામ કરીને વટયો;
ધર્મચંદનું કરિ ધરખોળ, વહોરે ગુપ્ત વર્તાવી રોળ. ૭૨
હાહાકાર ઉજ્જનમાં થયો, ગજબ અજબ વર્તાવી ગયો;
સાત વર્ષનો સુત શેઠનો, કીધો ઠેકાણે ઠેઠનો ! ૭૩
ઘડયો ઘરેણા માટે ઘાટ, વણિક જિવિત ઊઠાડી વાટ;
થઈ શહેરમાં શોરાશોર, તજવિજ કરી પકડવા ચોર. ૭૪
કોટવાળ પાળા લઇ પળ્યો, વાપી કૂપ ખોળી સૌ વળ્યો;
અંતે ક્ષિપ્રાકોતર થકી, શેઠસુત શબ જડિયું નકી. ૭૫
શકવાળા સપડાવ્યા ઘણા, મોકમ માર દિધો નવ મણા;
ત્યારે નટવરપર શક ગયો, હાજર એહ નથી અહિં થયો. ૭૬
કરિ તપાસ તેની પછી ઘણી, બાળ લાધિ નવ લવ* તેતણી;
દોડાવ્યા ચહુદિશ અસ્વાર, જેહ પકડવે ન કરે વાર: ૭૭
પશ્ચિમ દિશ પંદર કોશથી, પકડયો પાપી ઉડયા હોશથી;
મુસાથ મળ્યો મહાક્રૂર, ઘટ પાપે ભરિયો ભરપૂર: ૭૮
બાંધિ બેડી જડિ હાથ જરૂર, આણ્યો પ્હો ફાટયે તિજ પૂર;
કોટવાળને કબજે પડયો, મોઢે હાથ દઇને રડયો. ૭૯
લટકાવ્યો ઊંચે મસ્તકે, અવળા કર બાંધી તે તકે;
આપ્યો અદકો એને ત્રાસ, ત્યારે પાપ કર્યુંજ પ્રકાશ. ૮૦
ન્યાયાધીશે કીધો ન્યાય, નટવરનો ન્યાળી અન્યાય;
બારવર્ષનો કેદી કર્યો, જો કે શૂળી ગ્રાહક ઠર્યો; ૮૧

* જરાપણ.

વિપ્ર જાણિ વપુદંડ ન દીધ, ન્યાયશાસ્ત્રથી ન્યાયજ કીધ;
આ અવસર સરસ્વતી સ્થિતિ સ્પષ્ટ, વર્ણી ન જાય કહું શું કષ્ટ ! ૮૨

કંથ કેદ પડિયો જે વાર, મળ્યા આતમરણ સમાચાર;
એથી થઇ અબળા અતિ રાંક, આવિ રચ્યો દુખનો અતિ આંક ૮૩

## માલિની વૃત.

વરસ દિવસ વીત્યો દુઃખમાં કામનીને,
દિવસ વરસરૂપે, શાણી તે શામનીને;
મરણ દુખદ એને, સ્વામીનું બંધીશાળે,
શુણી સરસ્વતીયે ત્યાં, હાથ ઠોક્યા કપાળે. ૮૪

"અરર અખિલ ત્રાતા, દૈવ હા ! શુંય કીધું ?
ધડ પ્રભુ મુજ રાખી, શીર તેં આજ લીધું !
પતિ વિણુ ધિક જીવ્યું, આશ ને ઓથ કોની
નવ રહિ, જગત્રાતા, તું જરા આમ જોની ! ૮૫

કુટિલ વ્યસની પાપી, કંથ જો કે ગણાતો,
પણ પતિ ગતિદાતા,+ શાસ્ત્રથી એ ભણાતો;
હતી ઉર અભિલાષા કો દિને ઠીક થાવા,
પતી રહિ પતિ જાતે, ધાય છે ધામ ખાવા !" ૮૬

રુદન કરતિ રામા આમ ત્યાં વાર વાર,
"પિયુ પતિ પ્રિય મારા, હા !" કરીને પુકાર;

---

+ મોક્ષ. (સ્ત્રીને પતિની સેવનાથીજ સ્વર્ગ પ્રાપ્તિ થાય છે એમ આર્યોનાં ધર્મ પુસ્તકોમાં લખેલું છે.)

# અધ્યાય ૧૧ મો.

—•—

## સરસ્વતીનો બોધ અને કથાનું રહસ્ય.

### દોહરો.

વિધવાવ્રત અતિ આકરૂં, વનિતા ધરિ તે વાર,
ભોગ રોગ સરખા ગણી, ત્યાગ્યો સૌ વ્યવહાર. ૧
પવિત્ર પરિવ્રાજક* સમો, પદ્મની ધારે ધર્મ;
તજિ સંસારી વાસના, કર શ્રુતિ વિહિત કર્મ. ૨
"શિવ શિવ શિવ શિવ" અહર્નિશ, શ્વાસોશ્વાસ જપેય:
તન પરજાળે તપ કરી, પણ મનથી ન તપેય. ૩
રૂક્ષ× અન્ન એકજ વખત, જુવતી જમે સદાય;
ચાંદ્રાયણવ્રત આચરે. કોડે થકી કદાય. ૪
શ્વેત વસ્ત્ર શ્યામા ધરે, સાદું કોર વિનાનું;
ભૂમિપર ભામા સુએ, પાતળું નાંખિ બિછાનું. ૫
શુણે સંતઉપદેશ ને, પોતે પણ દે બોધ;
સતીચરિત્ર ચર્ચા કરે, કરે ન કોશું ક્રોધ. ૬
ગીતાપાઠ પઠે સદા, ઉપદેશી પદ ગાય;
નિર્મળ નારી મંડળી સરસ્વતીસદન ભરાય. ૭
વિધવા સધવાધર્મ શુભ, વાંચે વનિતા આપ,
જેથી જુવતી–જૂથને હૃદય પડે શુભ છાપ. ૮

---

* સંન્યાસી. × લૂખું.

સરસ્વતીના શુભ ચરિત્રથી, વાત થઇ વિખ્યાત;
ગુરુ માની બહુ બાળીઓ, માની બહુએ માત. ૯
મોટાં છોટાં સ્ત્રી પુરુષ, પૂજ્ય ભાવ ધરિ પૂર,
સરસ્વતીને નેહે નમે નિરખી એવાં નૂર. ૧૦
મળવા લાગી એથિ બહુ અન્ન વસ્ત્રની ભેટ;
ચતુરા દઇ રહિ પાસ શુભ, કરવા દોડે વેઠ. ૧૧
નાણું પણ ના કહેલાં, આવી મળે હમેશ;
રાખે રાજી રાખતા, લોભ ન જોતે લેશ. ૧૨
વિત મળતાં વીતરાગિના, છાંડે નહિ છતે જોઇ;
દાન ધર્મ અતિ આદરે, પ્રીતે પ્રભુ દિન પોષ. ૧૩
ચાર વર્ષ ચતુરા રહી, ઉજ્જૈનમાં આ રીત;
વળતી આગળ વાધવા, કર્યો વિચાર ખચીત. ૧૪
તીર્થો ફરવા તારુણી, જણુવી આપ વિચાર,
વિશુદ્ધ વિધવા ચાર લઇ, થઇ સત્વર તૈયાર. ૧૫
નિજ ચોકીને કારણે, પવિત્ર પાળા પાંચ,
રાખ્યા નિજ સેવક સમા, નાવે જેની આંચ. ૧૬
ગાડીમાં ઉપયુક્ત* ભરિ, સામગ્રી સૌ માટ;
પગ પાળે પોતે પળી, વિકટ પંથની વાટ. ૧૭
મુળ વિચાર પ્રચાર શુભ, કરવા નિશ્ચય કીધ;
રાજધાની ધારા તણો રસ્તો પ્રથમે લીધ. ૧૮
પ્રવાસ કરતી પદ્માની, ધારામાં સુખધામ;
આવી શાળા ધર્મની, મધ્યે કર્યો મુકામ. ૧૯

* જરૂરની-ઉપયોગની.

સરસ્વતીએ દિન સાતમાં, નિજ વાણીમહિમાય
જણાવ્યો ભાષણ કીર્તને, માનવ ત્યાં નવ માય. ૨૦
ભોજ સુધી ભાષણ તણી થઇ પ્રશંસા પૂર;
અધિપતિ અભિલાષા ધરી, નિરખ્યું ત્યાં જઇ નૂર. ૨૧
પ્રસન્ન ભાષણથી થઈ, ભૂપતિ ઉચર્યો આપ;
"માગો કંઇ મુજ પાસથી, પવિત્ર બાઈ આપ." ૨૨
ઉચરી સતી "ભૂપતિ અહો! ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
રાખો રૂડી રીતથી, સત્ય ધર્મ સંભાળ. ૨૩
ભાષણ આપ સભા વિષે, માગું ભાખવા અર્થ;
સૌ જનને સુખદાયી શુભ, પ્રગટ કરીશ હું પથ." ૨૪
પુરપતિ પ્રસન્ન થઇ વદ્યો, "ભલે બાઇ સુખરૂપ,
ભાખો ભાષણ ભાવથી, એ દિન ગણિશ અનુપ. ૨૫
ભરૂં સભા અતિ ભવ્ય હું, આમંત્રી વિદ્વાન,
મંત્રી, સદ્‌ગૃહસ્થો તથા તેડી બહુ ગુણવાન." ૨૬
એમ વદી વસુધાપતિ, ઊઠયો ત્યાંથી આપ;
દિન બીજે સુંદર સભા ભરિ અટ મોટે માપ. ૨૭
સરસ્વતી સન્માનથી તેડી અધિપે ત્યાંહિ;
નવરત્નો નૃપ ભોજનાં, ઝળકે છે શુભ જ્યાંહિ. ૨૮
આપ્યું આસન આદરે, અવનીપતિએ તર્ત;
ભાષણ ભામા ઊચરી, સભા સમીપ કરિ સર્ત. ૨૯

## ॥ પ્રબોધપંચાવની. ॥

### રાગ વેળાસર.

"ભોજ ભૂપતિ સુણો ભાવથી, ભાષણ આજ મારૂં;
સુજ્ઞ સભાસદ પંડિતો, સુણતાં હું ઉચ્ચારૂં. ભોજ. ટેક.

માળવના મહીપતિ અહો, વિદ્યાના વિનોદી,
પંડિત જનના પારખુ, પ્રજાહિતના પ્રમોદી. ભોજ. ૧
ખ્યાત ખરેખરી આપની, નવ ખંડે પ્રકાશી;
કીર્તિ કળા કવિ કોવિદે, વખાણીને વિકાશી. ભોજ. ૨
સ્વર્ગ સમું સુખ ભોગવે, પ્રજા આપ અમલમાં;
ન્યૂન નહિ કો વાતની, ખોટ છે જન ખળમાં. ભોજ. ૩
માગ્યા મેં વરસે સદા, માગવે મત માન્યા;
તે પુણ્ય અધિપતિ આપને, મઘવેં§ પણ માન્યા. ભોજ. ૪
પણ અહો અવનીશ્વર ભલા, અમૃતમાં વિષ ભળિયું,
તે પંડિત ને આપથી, હજી જાય ન કળિયું. ભોજ. ૫
એ વિષથી વસુધાપનો। પ્રજા માત્ર પીડાય;
પ્રતિદિન ગળિ ક્ષય પામતી, પણ ઉપાય ન થાય. ભોજ. ૬
જેની ઝેરી અસરે કરી, ક્લેશ કારમો વ્યાપ્યો;
દવ બળતો ભવ થંઇ પડ્યો, સૃષ્ટિકર્તાએ શાપ્યો. ભોજ. ૭
મીઠું વિષ મહાનેષ્ટ એ, લાગે તરતજ સારૂં;
પણ પછિથી પગ દે નહિ-કરવા થઇ ખારૂં. ભોજ. ૮
નિર્વર્યિ નબળી સૃષ્ટિને, એ હળાહળ× કીધી;
વંશ ફળિત શુભ વંશની, વંઝા બહુ કીધી। ભોજ. ૯
પાપ અનીતિ અમાપનું, કાળકૂટ† એ કારી;
બચિ નવ શકિયાં એહથી, જંબુદ્વીપ નરનારી. ભોજ. ૧૦

§ ઇંદ્ર. (મઘવા-ઇંદ્ર.) × સર્પનું ઝેર. † જે માત્ર મહાદેવેજ જેરવ્યું હતું, તે કોઇથી સહન થઇ ન શકે એવું વિષ છે, એમ પુરાણમાં લખેલું છે. તાત્પર્ય ઘણુંજ આકરૂં વિષ.

એ વિષ બાળ વિવાહનું, જાણજો જનપાળ;
પ્રસર્યું છે પ્રાંત તમામમાં વ્યાપતાં કળિકાળ. ભોજ. ૧૧
પણ અહો પુણ્યપવિત્ર શુભ, પરમાર પ્રજેશ!
તમ રાજ્યે તમ* કળિનથું, વ્યાપિયું નથિ લેશ. ભોજ. ૧૨
તો વિષ આ કરી દીશથી, આવિ અત્ર ભરાયું?
પંડિત પ્રભ કરરૂપથી,× દૂર કેમ ન કરાયું? ભોજ. ૧૩
અધિપતિ એ વિષને વિષે, કળિ ક્રૂર રહ્યો છે;
જેણે નિજ જ્વાળે કરી, દેશ સર્વ દહ્યો છે. ભોજ. ૧૪
બાળલગ્નની ચાલમાં, કળિની રહિ કાયા;
જેમ મનુષ્ય કાયા થકી, અળગિ ન રહે છાયા. ભોજ. ૧૫
કળિ માળવમાં ઘાલિયો, બાળલગ્નજ નૂરે;
અખર ન તેની રાખી જરા, પંડિતજન પૂરે. ભોજ. ૧૬
રેરે શું કહું આપને, ઢંગ ઠીક ન ધરિયા;
પંડિત પાખંડી થઇ, એહને અનુસરિયા! ભોજ. ૧૭
મનુધારે§ નવ માનનાં, અંગિરાનો† અંગાર;-
પાટા આંખે પૂરા ધરી, કરિયોજ સ્વીકાર. ભોજ. ૧૮

---

* અંધારૂં. × સૂર્ય.-(સૂર્યરૂપ વિદ્વાનો છતાં અજ્ઞાનનું અંધારૂં શા પેરે આવવા પામ્યું! તેમનાથી બાળલગ્નના અજ્ઞાનનો અટકાવ કેમ ન થયો?).

§ ॥ त्रिंशद्वर्षो वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९. ९४॥

† अंगिरा ॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।

મનુએ કન્યા બાર વર્ષની, ત્રીશ વર્ષના સાથે
પુરુષે પસંદકરી કહી, વરવા નિજ હાથે. બોજ. ૧૯
અંગિરાએ દશ વર્ષની, હદ કન્યાનિ બાંધી;
વરની વાત ગળી ગયા; એથી થઇ આંધી ! બોજ: ૨૦
એ આંધીમાં અધિપતે, વરત્યો ન વિવેક;
ગુણ કે દોષ દેખ્યા વિના વાળી હદ છેક. બોજ, ૨૧
પાંચ વરસના પુત્રનાં, સાત વર્ષનીં સાથે
લગ્ન થવા લાગ્યાં અહીં, ગોળવા બત્ર હાથે ! બોજ. ૨૨
અથવા ચાર વરસનીનાં, ચાળીશ વય વરથી
લગ્ન થતાં લેખ્યાં ઘણાં, ભૂસ્યો બત્ર ધરથી !! બોજ. ૨૩
જુગતે જોડું જો કદી, વરકન્યાનું ન્હાનું
મેળવે બહુ તોપણ અરે, માડું મસ માનું. બોજ. ૨૪
નીવડશે નર કેહવો, તેમજ એ તરુણી ?
શિશુની સમજણ ના પડે; એકાં જે પરણી. બોજ. ૨૫
એથી મેળ મળે નહિ, મોટપણે વારૂ;
બહુ રીતે દુખ ભોગવે. જોડું તે બિચારૂં. બોજ. ૨૬
વર નરસો નિવડે અરે, પામે દુખ નારી;
નબળી સ્ત્રી નિપજ્યા થકી, નર જાયજ હારી. બોજ. ૨૭

---

दशमे कन्यका प्रोक्ता, अत ऊर्ध्वं रजस्वला ॥ १ ॥
तस्मात् संवत्सरे मासे दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन, न दोषः कालदोषतः ॥ २ ॥
‡ અંગારા જેવો અંગિરાનો ધારો. (સ્મૃતિ)

એ વિષ બાળ વિવાહનું, જાણજો જનપાળ;
પ્રસર્યું છે પ્રાંત તમામમાં, વ્યાપતાં કળિકાળ. ભોજ. ૧૧
પણ અહો પુણ્યપવિત્ર શુભ, પરમાર પ્રજેશ!
તમ રાજ્યે તમ* કળિનનું, વ્યાપિયું નથિ લેશ. ભોજ. ૧૨
તો વિષ આ કહી દીશથી, આવિ અત્ર ભરાયું ?
પંડિત પ્રભ કરરૂપથી,× દૂર કેમ ન કરાયું ? ભોજ. ૧૩
અધિપતિ એ વિષને વિષે, કળિ ક્રૂર રહ્યો છે;
જેણે નિજ જ્વાળે કરી, દેશ સર્વ દહ્યો છે. ભોજ. ૧૪
બાળલગ્નની ચાલમાં, કળિની રહિ કાયા;
જેમ મનુષ્ય કાયા થકી, અળગિ ન રહે છાયા. ભોજ. ૧૫
કળિ માળવમાં ઘાલિયો, બાળલગ્નજ બૂરે;
અખ્બર ન તેની રાખી જરા, પંડિતજન પૂરે. ભોજ. ૧૬
રેરે શું કહું આપને, ઢંગ ઠીક ન ધરિયા;
પંડિત પાખંડી થઇ, એહને અનુસરિયા! ભોજ. ૧૭
મનુપારાશર§ નવ માનતાં, અંગિરાનો† અંગાર;-
પાટા આંખે પૂરા ધરી, કરિયોજ સ્વીકાર. ભોજ. ૧૮

---

* અંધારૂં. × સૂર્ય.-(સૂર્યરૂપ વિદ્વાનો છતાં અજ્ઞાનનું અંધારૂં શી પેરે આવવા પામ્યું! તેમનાથી બાળલગ્નના અજ્ઞાનનો અટકાવ કેમ ન થયો ?).

§ ॥ त्रिंशद्वर्षो वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९. ९४॥

† अंगिरा ॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।

મનુએ કન્યા બાર વર્ષની, ત્રીશ વર્ષના સાથે
પુરુષે પરણી કરી કહી, વરવા નિજ હાથે. બોજ. ૧૯
અંગિરાએ દશ વર્ષની, હદ કન્યાની બાંધી;
વરની વાત ગળી ગયા, એથી થઇ આંધી! બોજ. ૨૦
એ આંધીમાં અવિપતે, વરત્યો ન વિવેક;
ગુણ કે દોષ દેખ્યા વિના વાળી હદ છેક. બોજ, ૨૧
પાંચ વરસના પુત્રનાં, સાત વર્ષની સાથે
લગ્ન થવા લાગ્યાં અહીં, ગોળવા બત્ર હાથે! બોજ. ૨૨
અથવા ચાર વરસનીનાં, ચાળીશ વય વરથી
લગ્ન થતાં લેખ્યાં ઘણાં, ભૂસ્યો ભવ ધરથી!!! બોજ. ૨૩
જુગતે જોડું જો કદી, વરકન્યાનું ન્હાનું
ભોગવે બહુ તોપણ અરે, માઠું મસ માનું. બોજ. ૨૪
નીવડશે નર કેહવો, તેમજ એ તરુણી?
શિશુની સમજણ ના પડે; બેઠાં જે પરણી. બોજ. ૨૫
એથી મેળ મળે નહિ, મોટપણે વારૂ;
બહુ રીતે દુખ ભોગવે, જોડું તે બિચારૂં. બોજ. ૨૬
વર નરસો નિવડે અરે, પામે દુખ નારી;
નબળી સ્ત્રી નિપજ્યા થકી, નર જાયજ હારી. બોજ. ૨૭

---

दशमे कन्यका प्रोक्ता, अत ऊर्ध्वं रजस्वला ॥ १ ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः।
प्रदातव्या प्रयत्नेन, न दोषः कालदोषतः ॥ २ ॥

† અંગારા જેવો અંગિરાનો ધારો. (સ્મૃતિ.)

વળિ ન્હાનાં પરણેલાંનું, જોડું જોખમ કારી,–
છે ઘાત, પાત, રોગાદિએ વેષ્ટિત લો વિચારી. મોજ ૨૮
પરણેલું સાતજ વર્ષનું, વરકન્યાનું જોડું;
નકામું નવ વર્ષો સુધી, જાણજો કહું થોડું. મોજ. ૨૯
એ સંધિમાં અનિષ્ટના, સંભવ છે ઝાઝા;
સુખ તેમાં નવ સાંપડે, વાગે ઘા તાજા. મોજ. ૩૦
કન્યા કંઇ પાંચ વર્ષની, ચોરીમાં રંડાણી;
વરને બળિયા નીસરે, મોંકણુ મંડાણી! મોજ. ૩૧
ઘાત ઘરેણાં માટથી થાતાં વર ન્હાના
મૂઆ તળાવ તરવા જતાં, એ બનાવ ન છાના. મોજ. ૩૨
બાળપણે પરણ્યા થકી, વિધવા બહુ બાળા
અઘ લ્હાવ કંઈ નવ લઇ શકી, લીધા દુઃખ-લ્હાળા! મોજ. ૩૩
પતિનું સુખ પેખ્યા વિના, બાળી બહુ રાંડી;
પ્રીતની રીત સમજ્યા પ્રથમ, છબિલી કંઇ છાંડી! મોજ. ૩૪
ન્હાનાં જોડાથી નીપજે, નબળાં બહુ બાળ;
તે શું પરાક્રમ કરિ શકે? નીપજે કંગાળ. મોજ. ૩૫
આયુષ્ય બળ ઓછું થવા, રીત એ છેજ ભૂંડી;
નર દુઃખ-દરિયામાં ડુબે, ગમ ન પડે રૂડી. મોજ. ૩૬
પક્વ પુરુષ થઇ પરણવું, કહ્યું છે મનુસ્મૃતિએ;
ઉલટી ગંગા આ વહી, માની ઊંધી મતિએ. મોજ. ૩૭
પતિમર્યાદાસેવના,† ધર્મશાસન+ પુત્રી

---

† अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत् पिता बालामज्ञातधर्मशासनाम् ॥

\+ ધર્મની આજ્ઞા.

સમજેથી પરણાવવી, રહિ નહિ દીર્ઘસૂત્રી.* મોજ. ૩૮
પ્રૌઢા× થઇ પાર્વતી અહો, શિવ સાથે વરિયાં;
પ્રેમ નેમ સમજી સીતા, રામને અનુસરિયાં. મોજ. ૩૯
દમયંતીને દ્રૌપદી, પાકાં થઇ પરણ્યાં;
વિવાહચરિત્ર જેનાં રુડાં, કવિઓએ વરણ્યાં. મોજ. ૪૦
ચાલ સ્વયંવરનો રૂડો–ચાલતો અટકાવી,
રે ! કોણે પાછળ થકી, સૃષ્ટિ ભટકાવી ! મોજ. ૪૧
કન્યાની† સ્મૃતિકારથી, હદ ન્હાની કરાઇ;
પણ વરની તેવી થવા, વાઇ ક્યાંથી બરાઇ ? મોજ. ૪૨
ન્હાના તે વરની નારને, સાસુ નણંદ સંતાપે;
કુમળી કાચી વયનીને, કામ કઠિનજ આપે. મોજ. ૪૩
પવિત્ર પ્રેમની ગાંઠ જે, લગ્નપૂર્વે ગણાતું
સ્વેચ્છાથી વરકન્યાનું અહિં, લગ્ન થાતું ભણાતું. મોજ. ૪૪
ધર્મ ને દાનની પંક્તિમાં, એ ગણાયો ધારો,
ત્યારથી બાળવિવાહનો, પેઠોજ કુધારો. મોજ. ૪૫
કન્યાના દાનની લાલચે, પુણ્ય ઝટપટ લેવા,
ખટપટ ઝટ પરણાવવા, કીધાં દુખ દેવા. મોજ. ૪૬
સ્વાર્થ આગે શિશુ–સુખનો, નથિ કરતાં વિચાર;
અનિષ્ટ નીપજેથી અરે, ઠાલી કરતાં પોકાર. મોજ. ૪૭
લહાવો લેવાની લાલચે, લાલ લઘુવય કેરા
પરણાવી પશ્ચાત્તાપમાં–નાંખે દુઃખ ઘેર્યા ! મોજ ૪૮

---

* આળસુ. × સંપૂર્ણ જુવાન થયલી–પ્રેમ નિયમ સમજનારી.
† કન્યાના વયની. (વયનો અધ્યાહારછે.)

દ્વિજાતિ‡ જેમાં થાય નહિ, લગ્ન ફરિ લલનાનું,
તેમાં ટીખળ આ† વધી પડ્યું, દુખકર મનમાન્યું. ભોજ. ૪૯
એથી હે અવનીપતે! ઉચ્ચ વર્ણની નારી
બાળરાંડ બહુ થઇ પડી, વંશ નહિ વધનારી! ભોજ. ૫૦
સ્વામીનું મુખ દીઠા વિના, રાંડિ જે અન્ન બાળી,
વિધવાવ્રત અતિ આકરૂં, કહો કયમ શકે પાળી? ભોજ. ૫૧
જોબન નવ છુતી શકે, ફંદ ખોટે ફસીને,
છાનાં કુકર્મ કરે ઘણાં, વસ્તીમાં વસીને. ભોજ. ૫૨
એથી બાળહત્યા બહુ, ભ્રૂણહત્યા§ અપાર,
સ્ત્રીહત્યા છાની ઘણી-થાય છે વારવાર. ભોજ. ૫૩
પાપ આ મોટું દેશમાં, વિસ્તર્યું છે વિશેષ;
અધિપતિ-શિર પ્રજા પાપનો, ભાગ આવે હમેશ. ભોજ. ૫૪
માટે હો ધારાધીશ્વરા! વારો બાળવિવાહનો
અટકાવિ પ્રસરાવો ભલો, પ્રેમ પીયૂષ પિવાનો. ભોજ." ૫૫-૮૪

છપ્પા.

પક્ષનીએ દિન પાંચ, બોધ શુભ બાળવિવાહનો
ભોજ-સભામાં ભણ્યો, રહ્યો નહિ કોથી છાનો;
અધિપતિને બહુ અસર, એહથી થઇ મનમાની;
બાળલગ્ન અટકાવ-વાત મહીપતિ-મનમાની;
પંડિતને પૂછિ પ્રબંધ શુભ, લગ્ન વિષે રચવા લહ્યો;
ચટપટ ધારો દૃઢ બાંધવા, ચતુર ભૂપ ચિતમાં ચહ્યો. ૮૫.

‡ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, આદિ ઉચવર્ણ જેમાં ઉપવીત દેવામાં આવે છે તે જાતિ. † બાળલગ્નનું. § ગર્ભહત્યા.

સરસ્વતીનું સન્માન કરી ભવને નિજ તેડી;
આપી આદરમાન, વાત આ રીતે છેડી;

"છો કુણ બાઇ આપ? દેવી જેવાં દીસો છો!
સરસ્વતીનુંજ સ્વરૂપ, હૃદય શેનાં હીસો છો!
ઉદ્દેશ શુ બાગવિલાસનો, આટકવા ક્યાંથી હવો?
તારી મેં બહુ નિરખી નયન, આપ ન્યાય ન્યાળ્યો નવો" ८६

ચતુરા તવ ઉચરી, "ભૂપ ભાવિક હે ભોજ!
નથિ-કથવામાં સાર, નથી બહુ મોરા ઓજ;
શુણિને થશે વિષાદ, સ્વાદ એમાં નથી સારો;
પણ તું પિતા સમાન, બાપ માનુંછું મા'!!
માટે એકાંતે આપને, ઓળખ આથી ઉચરૂં;
સમજી જજો નૃપ સારમાં, અધિક અમો નહિ ઉચરૂં. ८७

જૂના દાનાધ્યક્ષ, આપના જે વિશ્વાસુ,
પુત્રી હું તેમની, મદભાગિની રે કહું શું?
ઉત્તર વચનાં બાળ, પુત્રી હું, ને મુજ બાઇ,
શિશુવયમાં જેમની, કરી કોડેજ સગાઇ,
પરણાવ્યાં તેથી ઉભયનો, સ્વાર્થ અરે કંઇ ન સર્યો;
વિપતી સહિ હું વિધવા થઇ, ભ્રાત અરે ભવ નવ તર્યો !!८८

બગડ્યું બહુ બાપનું, આપનું* સંગ મેં જોયું;
જગમાં બનતું બહુ, પ્રગટ દુખ મેં ચિત પ્રોયું;

* મારૂં પોતાનું

મહીપતિ મન મોહિત કર્યું; અસર બહુ ઉપજાવિ;
સાંભર* ફરિને સરસ્વતી, ચિત્રકૂટ× પ્રતિ આવિ. ૯૮
કનોજ કાશીમાં કર્યું–ભાષણ મૃદુ મહિલાય;
બાળવિવાહની બહુ વિધે, લલના દાખી લહાય, ૯૯
રાજસ્થાન તમામમાં, ચર્ચી ચતુરા વાત;
સૌ ભૂપે ભૂંડું ગણ્યું, બાળલગ્ન દુખદાત, ૧૦૦
ભોજે પૂરા ભાવથી, શુભ ધારો સાક્ષાત
રચવા આપે આદર્યો, પણ અનિષ્ટ બનિ વાત. ૧૦૧
અકસ્માત અવનીપતિ, અમરલોક એ વાર
ગયો અનિત્ય જગત્થકી, રહ્યા ઉરે ઉદ્ગાર। ૧૦૨
ક્ષત્રી ભૂપો પરસ્પર, કરી સ્પર્ધા+ હદપાર,
લડિ લડિને લૂલા થતાં, મ્લેચ્છ થતા અસવાર. ૧૦૩
એથી જોકે વાત આ, બાળલગ્નની ઠેઠ
ખૂંચી સૌ રાજા હૃદય, પણ ગણિ મનથી વેઠ. ૧૦૪
કંઈક ધારો બાંધવા નિશ્ચય મનથી કીધ;
ઉપદ્રવો આવી પડે, કામે થયું નહિ સિદ્ધ. ૧૦૫
અંધાધુંધી એ પછી, ચાલી દેશ અપાર;
યવનોને ઉપદ્રવે, થઇ ન શક્યો સુવિચાર. ૧૦૬
વાત વીજળીરૂપમાં ઝબકી ઝટ થઇ બંધ;
સૈકા પાંચ વીત્યા પછી, મળિયો સુખકર સંધ. ૧૦૭
અકબરશાહે આદરે, કરી ખચિત શુભ ખોજ;
બાળવિવા' અટકાવવા, જાગો જાણે જોજ। ૧૦૮

* આજમેર × ચિતોડ. + હરીફાઇ, અદેખાઇ.

ચકવ્યો ધારો ચિત્ત દઇ, હિતકારક નિર્ધાર;
પાદશાહ પડને પછી, ટક્યો ન તે બહુ વાર. १०૯
કારણ કે એ પછિ થયાં, સ્વાર્થી સહુ સુલતાન;
આર્યોના કટ્ટા અરિ, તુચ્છ તેમનું તાન. ११०
ત્રીજે રૈકે સાર પછિ, શાંત સમયમાં આજ,
દિગ્વિજયી વિક્ટોરિયા કેરે સુખદ સુરાજ, १११
ચર્ચા બાળવિવાહની-ચવા લાગિ બહુ ઠીક;
દેશ શુભેચ્છુ સજ્જનો કરે પ્રયાસ અધિક. ११२
ચાલ દુખદ અટકાવવા, પારશિ ભારતમિત્ર,
બહેરામજી* મલબારીએ, દર્શાવી દુખ ચિત્ર, ११३
સહાય માગિ સરકારની, કર્યો ભગીરથ યત્ન;
ઉત્તેજન એ વાતમાં, આપ્યું આર્ય નરરત્ન. ११४
પણ શુભ હેતુ પાર નથિ-પડ્યો હજી લવલેશ,
વર્તમાનપત્રે થઇ, ચર્ચા જેનિ વિશેષ. ११५

## હરિગીત છંદ.

સરકાર આ અંગ્રેજનો, સિદ્ધાંત પાકો પાળવો.
વ્યવહાર ધર્મ પ્રજાતણામાં, હાથ નવ કદિ ઘાલવો;

* બહેરામજી મહેરવાનજી મલબારીએ બાળવિવાહના સંબંધમાં ભાષણ દ્વારે મોટી ચર્ચા ઊભી કરી સરકારની સહાય માગેલી, જેથી સરકારે આ દેશના વિદ્વાનોનાં એ વિષેનાં મતનો સંગ્રહ કર્યો છે.—એ વાતમાં આ દેશના વિદ્વાનોએ સારો મત આપ્યોછે, જેનું એક પુસ્તક સરકારે છપાવી બહાર પાડ્યું છે, ને શું કરવું એ વિષે વિચાર ચાલે છે.

તો ધર્મ તેનો તે તજાવો, સંત નવ કરવો કદા,
પ્રીતે પ્રબંધ રુડો પ્રજાએ બાંધવો નિજનો સદા. ૧૧૬
રાજાતણો છે ધર્મ, પરથી થાતિ પીડા ટાળવી,
રાખી સમાધાની સદા, રૈયત સકળ સંભાળવી;
પણ આપ ઘર હાથે પ્રજાળે, રાય તેને શું કરે !
આ ન્યાય હો સુજ દેશી, જોતાં સ્પષ્ટ છે એવો ખરે । ૧૧૭
વળિ રાયથી સ્થાયી સુધારો પ્રજાનો થાતો નથી,
નથિ સ્થાયી રાજા સર્વદા, એકજ અહો શું કહું કથી !
એકનો ધારો અન્ય ઉલટાવે અમલ નિજ જામતાં,
માટે મહીપતિ મદદથી, નથિ સ્થાયી સુખ જન પામતાં. ૧૧૮
જે જે સુધારા કે કુધારા, પ્રજાના વ્યવહારમાં
પ્રસર્યા છ તેહ પ્રજાથિ બનિયા છે સકળ સંસારમાં;
શાસ્ત્રોથિ રૂઢિ છે ચઢી, દેખાય આ દુનિયા મહીં,
માટે સુધારો સંઘ, પોતાનો કરો પોતે સહી. ૧૧૯
સરસ્વતી અને ગુણવંતનું આખ્યાન આ શુણિ સ્નેહથી,
મળ ધોઈ મનનો દેશી મારા, તજી આળસ દેહથી,
ચટ ચાલ બાળલગ્નતણો, અટકાવશો આગળ પડી,
ઉત્કર્ષ થાશે દેશનો, ઝટ દેખશો સુખની ઘડી. ૧૨૦
+ગુણ[3] મુક્તિ[4] ભક્તિ[9] ભૂમિ[1] સંવત, વિક્રમાર્ક તણો ભયો,
આષાઢ દશમી કૃષ્ણ ભૃગુવાસર ભલો આવી બન્યો;
તે દિવસ ત્રીજે પ્રહર રચના, પૂર્ણ કરિજ કથાતણી,
દ્વિજ રૈક્વ ગણપતરામ, ભાવે નામ પ્રભુ કેરૂં ભણી. ૧૨૧



+ સંવત ૧૯૪૩, આષાઢ વદ ૧૦ ને શુક્રવાર.